પહેલી આવૃત્તિ : ૧૯૫૨
બીજી આવૃત્તિ : ૧૯૫૭



: મૂલ્ય :
સવા રૂપિયો

પ્રકાશક ઈશ્વરલાલ મો૦ દવે, ભારતી સાહિત્ય સંઘ(પ્રા૦)લિ. ગાંધીરોડ, અમદાવાદ, ૧
મુદ્રક : કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ,

# અર્પણ

સૌ. બેન વિદ્યાને–

"રહ્યું છ વણચૂકવ્યું ઋણ ઘણું હજુ, બેનડી !"

—રમેશ

## બીજી આવૃત્તિ વેળાએ

'લગ્નગીતો 'ને ગુજરાતે ઘણા હોંશથી આવકાર્યાં છે. પણ એનો યશ એ ગીતોને જ જાય છે—મને નહિ. આટલા થોડા ગાળામાં પુસ્તકનું થોડા વધારા સહ પુનર્મુદ્રણ થાય છે એ જ આ ગીતોની ઉત્કૃષ્ટતા બતાવે છે. બાકી **सुज्ञेषु किं बहुना ?**

હેતભર્યા આવકાર માટે ગુજરાતનો ઘણો ઘણો આભારી છું, થોડાં ગીતો નવાં ઉમેર્યાં છે.

શ્રી ઈશ્વરભાઈ દવે તથા શ્રી જયન્તભાઈ પરમારની પુસ્તકને આથી ઘણું વહેલું બહાર પાડવાની ઈચ્છાને પૂરી નથી કરી શક્યો તે બદલ દીલગીર છું. **इति शम्।**

C/o ભારતી સાહિત્ય સંઘ લિ.
ગાંધીરોડ અમદાવાદ ૧ } રમેશ પાઠક

# કવિતવ્ય

## [ પહેલી આવૃત્તિ વેળાએ ]

'સંસારમાં સ્નેહના સ્વર્ગ સરજાવવા'ની ભાવનાવાળા લગ્નમાં હમેશ ખૂબ જ હોય આવા પ્રસંગે જુદી જુદી જ્ઞાતિઓમાં જુદાં જુદાં ગીતો ગવાય છે, પરંતુ તે બધાં જ શાસ્ત્રનિર્દિષ્ટ અને ગાવા જેવાં શિષ્ટ મને નથી લાગતાં—ઘણાં માત્ર વ્યવહારદર્શક ફટાણાં જ હોય છે લગ્ન જેવા પ્રસંગે—'પ્રભુતામાં પગલાં માંડવા'ના પ્રસંગે—ક્ષુદ્ર ભાવનાનાં ફટાણાં ગાવાં ઉચિત ન જ ગણાય સ્વ કવીશ્વર દલપતરામ રચિત 'માંગલિક ગીતાવળી'માં સુંદર ગીતો હતાં ૨૫૦ કવિશ્રી નર્મદાશંકરે સૂરતમાં 'નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતો' બહાર પાડેલાં, તે પણ જૂનાં અને સારાં હતાં પરંતુ કોણ જાણે કેમ પણ એ પ્રકારનાં સારાં ગીતો અત્યારે ઘણી જગાએ ગાવાનાં સાંભળવામાં જ નથી!—ગીતે ગીતો પ્રત્યેનો 'અરુચાઈ' પ્રેમ કદાચ આનું એક કારણ હોઈ શકે મારી જ્ઞાતિ જોકે જૂનું સાચવવામાં મોખરે ગણાય છે, પરંતુ મારા પોતાના લગ્નમાં પણ જ્યારે 'જન ઝનો માંડવો' 'કૃષ્ણવિવાહ' વગેરે સુંદર ગીતસરોદને સ્થાને 'માંડવામાં ફનાણા મેન (?) જોયા વરરાજા' જેવાં, કે જેમાં નહીં કાવ્ય કે નહીં સંગીત એવાં, ગીતો સાંભળ્યાં ત્યારે આ સંગ્રહનાં ગીતોનું 'પુનરુત્થાન' થાય—કરવું—એવો આછો પાતળો સંકલ્પ કરેલો ખરો આજે એ ભૂતકાળનો સંકલ્પ ફળે છે તેથી ખૂબ જ આનંદ થાય છે અસ્તુ ।

૨૫૦ ગણપતરામ વાલાભાઈ મહેતા સંગ્રાહિત 'લોકગીત'નો 'રસારવા' લખતાં શ્રી કાકાસાહેબ લખે છે કે લોકગીત એ સાહિત્યનું મૂળ ધન કહેવાય, લોકગીતો તો ભોળી પ્રજાને માટે હોય છે લોકગીતો સમાજની બાલ્યાવસ્થા સૂચવે છે કાળગણનાની દૃષ્ટિએ બાલ્યાવસ્થા નહીં, પણ મનોભૂમિકાની બાલ્યાવસ્થા બાળપણનું ભોળપણ અને બાળપણનું બળ બંને લોકગીતમાં જોવામાં આવે છે સમાજનું

સાચું સ્વરૂપ લોકગીતોમા છે ઉપરોક્ત 'લોકગીત'મા આપેલા પરિશિષ્ટમા લોકગીતના જુદા જુદા પ્રકારો પાડી બતાવ્યા છે, જેમાં 'વિનોદપદ ગીતો' એ વિભાગ હેઠળ લગ્નગીતો, જનોઈગીતો વગેરેને સ્થાન અપાયું છે અતમા સ્વ૦ મ ન દ્વિવેદીના શબ્દો છે તે સાચે જ ઉતારવા જેવા ગણાય :

"આપણા લોકોમાં ચાલતી નાની નાની અભગ જેવી કવિતાઓ જેમા ઘણો મર્મ અને ઊંડો અનુભવ રહેલો હોય છે ......તે બધાનો સવેળા સગ્રહ થવાની પૂર્ણ આવશ્યકતા છે એમા જ આપણા દેશનો ઇતિહાસ, આપણા લોકોનો અનુભવ ઘણી સારી રીતે જામી રહેલો હોય છે."

સ્વ૦ મેઘાણીએ લોકગીતોની પ્રવાહિતા ચર્ચતા (ચૂદડી ભા-૨) લોકગીતોને ગામને પાદરે ઊભેલા પાળિયા સાથે સરખાવ્યા છે પાળિયા ઉપર સહુ ગામલોકો પોતાને મનગમતા સિંદૂર-ચિતરામણો આલેખી શકતી એટલે કે લોકગીતો કર્ણોપકર્ણ પાઠાંતરો સાથે જ પ્રગતિ કરે છે એ રીતે લોકગીતોમા સાર્વજનિકતાની કુમાશ જ વિશેષ હોય એ સ્વાભાવિક છે જોકે ઘણીવાર આ ઉત્કટ સાર્વજનિકતા ગીતને વિકૃત થતુ નથી બચાવી શકતી ! પ્રસ્તુત સગ્રહ 'લગ્ન-ગીતો'માના કેટલાક ગીતો અન્યત્ર પાઠાન્તરો સાથે છપાયેલા છે, પરતુ એ તમામની ચર્ચા અત્યારે ઉચિત નથી લાગતી—એ પૃથક્ પૃથક્ પાળિયા ઉપર કેવા સજોગોમાં પૃથક્ પૃથક્ ચિતરામણો થયાં હશે એ ચર્ચા નથી કરતો જેવા હોય તેવા પાળિયા ભૂતની ભવ્યતા જ ગાતા હોઈ જેવા ને તેવા જ રહેવા દેવા વધુ ઇષ્ટ લાગ્યા છે.

પ્રસ્તુત સગ્રહ વિષે એટલું જ કહેવાનું છે કે એની અંદરના તમામ ગીતો, (લગ્નવિષયક, જનોઈવિષયક ઇત્યાદિ) ખૂબ જ શિષ્ટ છે—ફટાણાનું તત્ત્વ એમા નથી એમાના ઘણા ગીતોનું પાચમી ગુજરાતી સાહિત્યના પ્રમુખે અવલોકન કરી ચદ્રક અર્પણ કરેલો સ્વ૦ મેઘાણીએ પણ 'ચૂદડી'મા મૂળ સગ્રહમાથી ઘણાં ગીતો લીધાં છે ગીતોની ઉત્કૃષ્ટતા વિષે એટલું જ કહેવું બસ છે ઘણાં ગીતોમાં

વ્યવહારના પાલક દેવ વિષ્ણુ—શ્રીકૃષ્ણ છે. લોકગીતોનું સાહિત્યમાં સ્થાન અત્યારે એટલું ચોક્કસ છે કે આવા સંગ્રહોની આવશ્યકતા વિશે ઝાઝું પિષ્ટપેષણ હોઈ જ ન શકે. આમાંના મોટા ભાગનાં ગીતોને શોધી, ચોક્કસ સ્થાન આપવાનું માન સ્વ૦ દેવશંકર વૈકુંઠજી ભટ્ટને ફાળે જાય છે, અને ત્યાર બાદ આ સંગ્રહમાંનાં ઘણાં ગીતો (તથા બીજાં પણ કેટલાંક) મૂળ સંપાદિત કરનાર 'બે-બહેનો'ને ફાળે જાય છે. એ બંને બહેનો મારાં માસીના થતાં હોઈ એ બધાનું ઋણ વિનાસંકોચે સ્વીકારું છું; અને એ પુણ્યશાળી આત્માઓની શુભેચ્છાએ સાથે જ આગળ વધું છું.

'માંડવો' ગીત જે બહેન પાસેથી મળ્યું છે તેમનો આભાર માનું છું. 'જનકજીનો માંડવો' તથા 'સીતાસ્વયંવર' મારાં પૂ. મોંઘીમાસી સંપાદિત 'દૈવી કાવ્યોનો શુભ સંગ્રહ'માંથી લીધાં છે. મુક્તાનંદ સ્વામી વિરચિત 'રુક્મિણીવિવાહ' જે બહેને મેળવી આપ્યો છે તેમનો પણ આભાર માનું છું. આ સંગ્રહમાંનાં લગભગ બધા જ ગીતો મુખ્યત્વે પ્રશ્નોરા નાગર જ્ઞાતિમાં ગવાય છે.

સૂચનો તથા અન્ય મદદ માટે શ્રી અશોકભાઈ હર્ષનો, શ્રી ચન્દ્રકાન્ત મજમુદારનો (?) અને શ્રી મધુસૂદન ચીમનલાલ મોદીનો આભારી છું. મુ. વર્ય જીજીકાકાએ (પી. નાગરદાસ મોહનલાલ પાઠક) સ્વ૦ ગંભીરામાસી સંપાદિત કેટલાક ગીતોને પુનઃ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાની લેખિત અનુમતિ આપી છે તે બદલ હું તેમનો પણ આભાર માનું છું સ્નેહીશ્રી ઇશ્વરભાઈ મો. દવેની તથા શ્રી જયન્તભાઈ પરમારની મદદ તો ઘણી છે—આભાર માનું તેટલો ઓછો છે. ચિ. રોહિણીબેન તથા આ આખા કામનો 'नींव की ईंट' શી સૌ. ઉષાની મદદનો ઉલ્લેખ હોય ?!

અંતમાં સામાન્ય જનસમાજ માટેનાં આ ગીતોનો યોગ્ય ઉપયોગ થાય એમ અંતઃકરણપૂર્વક આશા સેવી વિરમું છું. इति शम्।

C/o ભારતી સાહિત્ય સંઘ લિ,
પો. ઓ. નં. ૭૩, અમદાવાદ, ૧

—રમેશ પાઠક

# અનુક્રમણિકા

विवाहसूक्त

(१) गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः ।

भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वा दुर्गार्हपत्याय देवाः ॥

ऋ. अ. ८. अ. ३ व २७ मं. १

(२) इहैवस्तं मा वियौष्टं विश्वमायुर्व्यश्नुतम् ।

क्रीडन्तौ पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वे गृहे ॥

ऋ. अ. ८. अ ३ व. २८ मं. २

# લગ્નગીતો

(લગ્ન તથા અન્ય મંગલપ્રસંગોનાં ગીતો)





## મંગલોક્તિ

(પુષ્પિતાગ્રા)

સરલ મન સ્ત્રીઓ તણાં ગણીને,
હુકમ કીધો પ્રભુએ જ રુક્મિણીનેઃ
" અવનીપર જઇ પ્રિયા! કહેજોઃ
કુશળ સદા વડ્ઘોડિયાં રહેજો."

—પ્રભાશંકર પટ્ટણી

# પ્રભાત સમયનાં ગીતો

## ( ૧ ) નમો નમો નારાયણાય

( મંગળ પ્રસંગે મુહૂર્ત અગાઉ દરરોજ સવારે ગવાય છે )

શ્રીપ્રભાતે શ્રીકૃષ્ણ સમરીએ રે, લીજે લીજે ચારે દેશનાં નામ,
હર નમો નમો નારાયણાયર[૧] (ટેક)
પહેલે તે પૂરવ સમરીએ રે, બીજલે દક્ષિણ દેશ—હર નમો...
અજરણીર[૨] તે માળવાને સમરીએ રે, ચોથલે મોહી ગુજરાત,
॥ હર નમો નમો નારાયણાય ॥
શ્રીપ્રભાતે શ્રીકૃષ્ણ સમરીએરે, લીજે લીજે ચારે દેવનાં નામ,
॥ હર નમો નમો નારાયણાય ॥
કાશીએથી વિશ્વેશ્વરને સમરીએ રે, મથુરાંથી કેશવદેવ,
॥ હર નમો નમો નારાયણાય ॥
દ્વારકાથી રણછોડજીને સમરીએ રે,ફલાણાઉ[૩] ગામમા મોરલીધર દેવ,
॥ હર નમો નમો નારાયણાય ॥
શ્રીપ્રભાતે શ્રીકૃષ્ણ સમરીએ રે, લીજે લીજે ચારે વીરનાં નામ,
॥ હર નમો નમો નારાયણાય ॥
પહેલે[૪] તે રામચંદ્ર સમરીએ રે, બીજલે તે લક્ષ્મણ વીર,
॥ હર નમો નમો નારાયણાય ॥
ત્રીજલે તે ભરતને સમરીએ રે, ચોથલે શત્રુઘ્ન વીર,
॥ હર નમો નમો નારાયણાય ॥

---

૧ 'ય' ને બદલે 'ર' બોલે છે 'नमो नारायणाय' ખરું રૂપ છે.
૨ 'અજરણી' 'अग्रणी' ( મુખ્ય ) એ શબ્દ હશે.
૩ જે ગામમા ગાતા હોય તે ગામના મુખ્ય દેવનું નામ લેવાય છે.
૪ વરના કે વહુના ભાઈઓનાં નામ બોલાય છે.

ઉહાને ભોળીરે, વીછળોને ગોળી રે,
મહીય વલોવો ઝોટો તણાં રે,
મહી વલોવશે મારા અનિરુદ્ધની માડી રે,
પેરણુ પટોળી ઓઢણુ ચૂંદડી રે......

( પછી દરેક ઘરના પુરુષ તથા સ્ત્રીના નામ બોલાય છે. )

## ( ૩ ) વા'ણેલાં ભલે. ...

*સૂરજ ઊગ્યારે કેવડીઆણી કુણસે કે વા'ણેલાં ભલે વાયાં રે
સૂતા જાગો રે વાસુદેવના નંદ કે „ „
તમે જાગો રે જાગે બહુ દેવ કે „ „
લેજો લેજો રે પિત્તળના લોટા કે „ „
દાતણુ કરજો રે તુળસીને ક્યારે કે „ „
મુખ લહોજો રે પામરિયોને છેડે કે „ „
નામ લેજો રે શ્રીરામના કે „ „
સૂરજ ઊગ્યારે કેવડીઆની કુણસે કે વા'ણેલા ભલે વાયા રે
સૂતા જાગો રે કેઈ વહુના કંથ કે „ „
ઇ૦ ઇ૦.

( એ પછી જુદા જુદા નામ દઈ ગાય છે )

---

*આ ગીત સ્વ મેઘાણીએ 'ચૂંદડી' મા સમાવ્યું છે.

## નિંદરડી ( નિદ્રા )[1]

રાજા પેલડા પોગ્ની નિંદરડી,
રાજા વડરે વાયોને પીપળ છાયો,
છાયો છાયો રે ચાપલિયાનો છોડ,
નિંદરડી નેણાં ગ્રહી રહી.
રાજા પહેલા પોરની નિંદરડી,
નિંદર આપે રે કયા ભાઈ સેજ,
રાણી કઈ જગાડી જાગે નહિ,
જાગો જાગો રે નિદ્રાળુ નાથ,
નિંદરડી નેણાં ગ્રહી રહી.
આપણે ઘેર છે રે કયા ભાઈનો વિવાહ,
નિંદરડી નેણા ગ્રહી રહી.
તમે ક્યારે પીધા કસુંબલા,
ક્યારે ચાવ્યા નાગરવેલનાં પાન ?
નિંદરડી નેણાં ગ્રહી રહી.
અમે નથી પીધાં કસુંબલા.
નથી ચાવ્યા નાગરવેલનાં પાન
અમે અસુર દરબારથી આવીઆ
નિદ્રા આવે સારી આજમરાત,
નિંદરડી નેણાં ગ્રહી રહી.
( એ પ્રમાણે બીજા, ત્રીજા ને ચોથા પહોરને માટે બોલાય છે )

---

૧ પાઠાન્તરથી આ ગીત ' ચૂંદડી 'મા ( સ્વ મેઘાણીકૃત ) સ્થાન પામ્યું છે.

# માંડવો[1]

સોનાની સળીએ માંડવો,
રૂપાની સળીએ માંડવો;
એને માંડવ મળ્યા ને મોરાર,
છપ્પન કોટી જાદવ મળ્યા.

રે દેવકીજી બળભદ્રને વિનવે,
એમના સ્વામી અમને રાયજંગ દેખાડ,
રાયજંગ હોય રે રળિયામણો.
ગોરી, સામો તે મંડપ શોભતો,
તરિયાં તોરણ બાંધ્યાં છે દ્વાર—રાયજંગ...

ત્યાં તો સ્ફટિક મણિસ્થંભ રોપિયા,
હીરા માણેક રતન જડાવ—રાયજંગ...
ગોરી, ઘૂઘરિયાળો ગાયલો,
ગોરી ઓકળિયાળી પરસાળ—રાયજંગ...

ત્યાં તો ઢોલ દુંદુભિ વાગિયાં—
શરણાઈના નાદ ત્યાં થાય—રાયજંગ...

ત્યાં તો ગડગા ચાર જ ગોર આવિયા,
રૂડા વેદની ધૂન ત્યાં થાય—રાયજંગ...

---

૧ આ ગીત સમગ્ર રીતે એક વ્યક્તિ પાસેથી નથી મળી શક્યું. મારી જ્ઞાતિની બે-ચાર મુરબ્બી બાઈઓ પાસેથી થોડું થોડું ભેગું કર્યું, ને થોડું મારા પૂ. બા પાસેથી મળ્યું. ગીતનો ક્રમ-લીટીઓનો ક્રમ મેં યોગ્ય ફેરફાર સાથે મૂક્યો છે. ગીત ઘણું જ સુંદર છે. ઢાળ પણ ખૂબ કર્ણપ્રિય છે.

ત્યાં શ્રીકૃષ્ણ બેઠા સાંતક[1] કરે—
પાસે બેઠાં છે લક્ષ્મીજી નાર–રાયજંગ...

આવે આવે છે અર્જુન પરણવા–
દે છે સુભદ્રાને કન્યાદાન–રાયજંગ...

ત્યાં ઘી મગ જવતલ હોમિયા–
એના ધુમાડા જાય આકાશ–રાયજંગ...

આકાશના દેવતાઓ એમ ભણે :
કોને આંગણ જગન આ થાય ?–રાયજંગ....

વાસુદેવના પુત્ર એ શ્રીકૃષ્ણ–
એને આંગણ જગન આ થાય–રાયજંગ....

ધન્ય ધન્ય વાસુદેવ તાતને,
ધન્ય ધન્ય એની દેવકી માત–રાયજંગ...

ધન્ય ધન્ય જાદવ કુળ સાથને,
ધન્ય ધન્ય એનો દ્વારકાંનો નાથ–રાયજંગ...(ટેક)

---

૧ ગ્રહશાન્તિ કરવી તે. મૂળ શબ્દમાંથી"ગ્રહ" ઊડી ગયો,ને માત્ર શાન્તિ' રહ્યો. તે અપભ્રંશ 'સાંતક' થયું છે.

## સમુરતું ( સુમુહૂર્ત ) કરતી વખતે ગાવાનું ગીત

પાછલી પછીતે ચાંપલીઓ શો મ્હોર્યો રે
થડ થોડો ને ડાળે અતિ ઘણો રે.
પહેલી ડાળે છાયા મારા ઓરડા રે.
બીજી ડાળે છાઈ ઓશરી રે.
ત્રીજી ડાળે છાયા મારા ચોક રે
ચોથી ડાળે રે છાયો માંડવો રે
કમણાં[1] આવ્યે કરું શણગાર રે.
કમણાં આવ્યે રે બેસુ ગોઠડી રે.
કમણા આવ્યે માડુ જાગીઆ જાગરે
કમણા આવ્યે રે મારાં ઘર વસે રે.
કમણા આવ્યે ચોપાટોશી ઢાલેરે
કમણાં આવ્યે રે મારી ગોત્રજ હસે રે.
કમણાં આવ્યે તોરણ લ્હેરે જાય રે.
કમણાં આવ્યે રે શેરી રણઝણે રે
કમણાં આવ્યે માડવ લ્હેરે જાય રે.
કમણાં આવ્યે રે મારાં દિલ હસે રે.
સ્વામી આવ્યે કરુ શણગાર રે
વીરોજી આવ્યે રે બેસુ ગોઠડી રે.
દીકરો આવ્યે માંડુ જાગીઆ જાગ રે

---

૧ કમણા—કોણ આ ગીત થોડા ફેરફાર સાથે 'ચૂંદડી' ( સ્વ૰ મેઘાણીકૃત )મા સ્થાન પામ્યુ છે

વહુવારુ આવ્યે રે મારા ઘર વસે રે.
નણદોઈ આવ્યે ચોપાટો શી ડોલે રે.
નણદી આવ્યે રે મારી ગોત્રજ[1] હસે રે.
જમાઈ આવ્યે તોરણુ ટહેરે જાય રે.
દીકરી આવ્યે રે શેરી રણઝણે રે.
સાજન આવ્યે માંડવ ટહેરે જાય રે
કટમ આવ્યે રે મારાં દિલ હસે રે

## વડી મૂકતી વખતે ગાવાનું ગીત[2]

ગણેશ પાટ બેસારીએ ભલા નીપજે પકવાન,
સગા તે સંબધી તેડીએ, જો પૂજ્યા હોય મોરાર[3]
ઊંચા તે મંદિર માળિયા ને કિંગવાળા વાસ,
હિંડોળાખાટે હીંચીએ, જો પૂજ્યા હોય મોરાર
ભલી તે ભેંશ જ ભમરીઆળી, નાગલ શીંગે હોય,
સાંજે સવારે મેળીએ[4] જો પૂજ્યા હોય મોરાર

---

૧ ગોત્રના મૂળ પુરુષની પ્રતિષ્ઠા દેવ તરીકે થઈ હોય છે, અને એ ગોત્રજ જન્મતા બાળકોનુ જતન કરે છે.

૨ ગણેશમાટલી લાવતા પણ ગાય છે

૩ જો સવળે હાથે પ્રભુ પૂજ્યા હોય તો એ બધા સુખ મળે એવો ભાવ છે.

૪ જ્યારે ગાય કે ભેંસ નોફાન કર્યાં વગર દોહવા દે તેને "મળી" એમ કહેવામા આવે છે 'મેળીએ' નિરાંતે મન મેળવીને દોહીએ

ગોળીએ ગોરસ ઘૂમીએ, ને ઘેર સકળની નાર,
વાડે વછેરાં હણહણે, જો પૂજ્યા હોય મોરાર.
આંબા તે રસની કાતળી, મારી માતાજી પીરસણે હોય,
ભેગો બેસારીએ બેટડા જો પૂજ્યા હોય મોરાર.
ગંગોદકનાં તે સ્નાન કીજે, મારી ભાભીજી નાવણહાર,
સોળે શણગાર સજાવીએ જો પૂજ્યા હોય મોરાર.
સાત તે ભાઈની બેનડી, ઊભી તે માંડવા મોઝાર,
નિત્ય નિત્ય આણાં જો વળે જો પૂજ્યા હોય મોરાર.*

## મંગલ સમયે વસ્તુ સાહિત્ય

દક્ષિણ દેશથી પોઠ જ આવે,
વણજારો વણજ ભરી જ લાવે.
કે, વણજારા શું ભરી લાવ્યો ?
પહેલી રે પોઠે મગરે મનોરા,
બીજી રે પોઠે ચોળા ચરોતરા,
ત્રીજી પોઠે અડદ ઈંદોરીઆ,
ચોથી પોઠે રે ઘઉં રે ગોરડીઆ.
પાંચમી પોઠે રે સાઠીક ચોખા,
છઠ્ઠીરે પોઠે રે સોનાં સોરઠીઆં.
સાતમી પોઠે રે રૂપા પાંદડીઓ.
મગ રે મનોરાની પીઠી દળાવો,
ચોળા ચરોતરની વડી રે મેલાવો,

*સ્વ. રણજિતરામ વાવાભાઈએ સંગ્રહિત કરેલાં લોકગીતોમાં આ ગીત પાઠાન્તરથી લેવાયું છે. જુઓ 'લોકગીત' પાનું ૫૦

અરદ ઈન્દોરીઆના પાપડ વણાવો,
ઘઉં રે ગોરડીઆનાં પકવાન પકાવો.
સાઠીક[1] ચોખાનો ભાત રંધાવો,
સોનાં સોરઠીઆની ઝાલ ઘડાવો,
રૂપાં પાંદડીઆનાં કડલાં કરાવો,
મંગળ સમય સોહાવો.

## પાપડ વણતી વખતે ગાવાનું ગીત

વાંકા તે વડ વાંકી વડવાઈઓ, વાંકી છે આંબલાની ડાળ,
ઓચ્છવ[2] ઘેર આપણે-(ટેક)

વાંકા કીયા ભાઈ માથે મોળીઆ, વાંકી છે વહુની જીભ. ઓચ્છ૦
આવતાંનેજાતાંવહુવરલવલવે, કયાભાઈ ગોરાદેને વારો. ઓચ્છવ૦
અમારાંતેવાર્યાં ગોરી નહિ કરે, કઈબા નણંદ ભળવો. ઓચ્છવ૦
કઇબા વીંછી કેરો આંકડો, કઇબા સરપણીઆની ફેણ ઓચ્છવ૦
સાવ રે સોનાની પાલખી, જાય રે રાજાને ભેટ ઓચ્છવ૦
કઈ વહુ રઢ લઈ વઢયાં, પિયુ એના પાલખી ઘડાવો.. ઓચ્છવ૦
કેઈબા ઓરડેથી બોલિયાં, નહિ આપણી ગોત્રજે -ીન ઓચ્છ૦
વીર પાછી વળાવોને પાલખી... .. ... ...ઓચ્છવ૦

---

૧ સુરત તરફ 'સાઠી ચોખા' એમ બોલાવ છે 'ક' ઉમેરાતો નથી. આ ગીત સ્વ૦ મેઘાણીકૃત 'ચૂંદડી' મા સ્થાન પામ્યું છે. જો કે પાઠાન્તરો ઘણાં છે.

૨ ઉત્સવનો અપભ્રંશ શબ્દ

# ગોવિંદજીની ઘોડલી .

( કેટલાક ' રઘુનાથજીની ઘોડલી ' પણ બોલે છે. )

આરી અંતરિક્ષ થકી ઊતરી રે પૂજી કુંકુમ પુષ્પ,
ચંચળ ચરણે ચાલતી, એનાં કોઈ ન કરી શકે મૂલ.
ગોવિંદજીની ઘોડલી.
નરોહર નાનડીઆ અસવાર પ્રભુ પાતળીઆ અસવાર,
ગોવિંદજીની ઘોડલી,
સ્ફટિક મણિ બે પેગડે રે, માણેક મોતીનો હાર;
હેતે હીરા માણેક જડીયાં, સોહે પરવાળીઆના પાસા,
ગોવિંદજીની ઘોડલી.
પ્રભુ પાતળીઆ અસવાર, નરોહર નાનડીઆ અસવાર,
ગોવિંદજીની ઘોડલી.
તન મન ઝોતર ગાદલી રે, માણેક મોતીના હાર,
છત્ર ઘંટા રણુકા કરે, સોહે ઘાઘર ઘૂઘરમાળ—
ગોવિંદજીની ઘોડલી.
શેરીએ શેરીએ કુંકુમ છાંટણાંરે, નગર હુવા[1] પ્રવેશ
સુરીજન મુનિજન સહુ સાજને, હાંજી એ વર રૂડા મહેશ.
ગોવિંદજીની ઘોડલી.
હીંડતો હજાર હાથીઓ રે, આનંદ અંગ ન માય—
અક્રૂર આગળ છત્ર ધરે, ભલા ઇન્દ્રરાયા છડીદાર,
ગોવિંદજીની ઘોડલી.

---

૧ હુવા—થયો, કર્યો એ અર્થમાં. હિંદીની છાંટ સ્પષ્ટ છે.

જરાસંધ શિશુપાળને રે, જીત્યો નીલવળાશ,
મૂળ મહાદેવ પરણિયા, રાણી રુક્મિણી પહોંચી છે આશ.
ગોવિંદજીની ઘોડલી.
ધાયાં ધસમસી[૨] દેવકી રે, આવ્યા વહુવર પાસ.
લુણ ઉતારે રે આરતી રે, સો નારી ત્યાં મંગળ ગાય,
ગોવિંદજીની ઘોડલી

## વેવિશાળ કરતી વખતે ગાવાનું ગીત

ગળીઆ ગોળ વહેંચાય રે, દૂધમાં સાકર ભેળાય રે,
આગળ હુતા બે ભાઈ રે, હવે થયા છે વહેવાઈ રે,
આગળ રડવડતા શેરડીએ, હવે વળગ્યા છે બેલડીએ.

### અ—કન્યા તરફનું બોલવું

કઈ બા પાટ બેઠાં બોલે હુંમર હારડી રે—
માગે કડલાંની જોડ હુંમર હારડી રે.
બિચારો કયો૨ ક્યાંથી કાઢે હુંમર હારડી રે.
એ તો સોનીડા સમજાવે હુંમર હારડી રે.
કઈ બા પાટ પાટ બેઠાં બોલે હુંમર હારડી રે.
માગે ચુંદડીની જોડ હુંમર હારડી રે.
બિચારો કયો ક્યાંથી આપે હુંમર હારડી રે.
એ તો દોશીડા મનાવે હુંમર હારડી રે.

---

૧ અનુરૂપ નામ અત્રે લેવાય છે

૨ મનના આનંદના બોધ ને સ્વભાવસુલભ આતુરતા સૂચવતો સુંદર પ્રયોગ છે.

૫—વર તરફેનું બોલવું

મેં તો વાર્યો રે કયા ભાઈ લેરખડા
તારા સસરાની શેરીએ રમવા ન જઈશ ?
તારા કાનનાં કારેલાં દેખશે—
તારા સસરાને રઢ લાગશે—
ઘર પૂછીને માગાં આવશે—
મેં તો વાર્યો રે કંઈ બા લાડકડાં,
તારા સસરાની શેરીએ રમવા ન જઈશ ?
તારો જડાવ અંબોડો દેખશે,
તારી સાસુને રઢ લાગશે.
ઘર પૂછીને માગાં આવશે........



# વરની જાન ઉઘલતી વખતનું ગીત

## ( ઉઘલ્લો ) ૧

(વૃદ્ધ)—પાછલી વળુંધીઓ, હજુ એ છે માઝમ રાત,
ઊઠોને વડી રે વહુઆરો, કાંઇ દીવડીઆ કરોને બેચાર.
પહેલો રે દીવો રે ગોત્રજે, બીજેલા માંડવા હેઠ,
અજરણીય'ર દીવા રે ખડકીએ, ચોથલો શેરી મોઝાર.
હાથલણી રે શણગારીએ, સૂંઢ કાંઇ ભરો રે સિંદૂર,
કાને બંધાવી અરીસલા, નલવટ ચાંદલા રેખો.
તડકે રે ચાંદલો ઓગળે, વહાલીએ કરમાય.
કર૩ ભરીને શીશ નામીએ, ગોત્રજને કર્યો રે પ્રણામ.
અક્ષય રે' જો રે વર તમે, સરસલા૪ દાદોજી હોય,
કર ભરીને શીશ નામીએ, માતાજી કર્યો પ્રણામ.
અક્ષય રે' જો રે વર તમે, સરસલા મામોજી હોય,
કર ભરીને શીશ નામીએ, ફૈયરનો૫ કર્યો પ્રણામ.
અક્ષય રે' જો રે વર તમે, સરસલા કાકોજી હોય,

---

૧ ઉઘલવું—उलघन ( उत् लंघ् )—વર પોતાને વતનથી કન્યાને ગામ ( સીમોલ્લંઘન કરી ) જાય છે માટે 'ઉઘલ્લો' નામ કહેવાય છે.

૨ 'તૃતીય' એ અર્થમાં આગળ આવી ગયું છે.

૩ અહીંથી આશીર્વચનની કડીઓ છે.

૪ સરસ—સરસલ ('ल' स्वार्थे)—ઉત્તમ.

૫ ફોઈ વગેરે મુરબ્બીઓ.

કર ભરીને શીશ નામીએ, બેનડને [1]કર્યો પ્રણામ.
અક્ષય રે' જો રે વર તમે, સરસલા વીરોજી હોય.
( પાણીઆરી )–પાણીઆરી રે પૂછીસું, વર તારી કેઈ છે માય ?
પેરણ પટોળો રે દાડમી, ચૂંદડીએ ચોખલી ભાત,
માથે રે મોડ મોતી તણો, ઝબક દીવડો હાથ,
હાથે લોટો રે વડોદરો, આરણા સીંચતી જાય.
પાણીઆરી રે પૂછીસું, વર તમે ઊભા વડી વાર,
પરખું રે દાદા શીંગાળુને, પરખું છું માતાજી સારુ.
પરખું છું રે બેન લૂણારીને, [2]લૂણ ઉતારતી જાય,
પરખું છું ભારત પોથીને, પરખું છું વેદ પુરાણ,
પરખું છું મિત્ર–સુમિત્રને, પરખું છું મિત્ર ધરનાર,
પરખું છું ડાભ પવિત્રીને, પરખું છું જમણુલે હાથ.

## ગંગાતારો

ગંગાતારો રે ઉગિયો, સમૃદ્ધિસ હુઆ રે સુજાણ,
લાડડી રે તુજ કારણે, વણુંધી માઝમ રાતો.
ન ગણ્યાં ખાડા ખાબોચિયાં, ન ગણી કાંઈ વસમી વાટો,

---

૧ બેન–બેનડ ( સ્વાર્થે ' ड' ) બીજાં રૂપો–બેનડી ઇ૦ બેનડ, કનડ, વગેરે જૂની ગુજરાતીમાં વિશેષ જણાય છે. તે પ્રમાણે દિયર, મહિયર, વગેરે નામો પણ જોવા મળે છે.

૨ લૂણ ઉતારનારીને.

પેહલે નયરૂપે સંચર્યા વર તમે કેશલું ¹દીઠું ?
દીઠારે ફુરસી રસોનાતણા, દીઠા કંઇ હનુમંત દેવ.
બીજે તે નયરૂપે સચર્યા, વર તમે કેશલું દીઠું ?
દીઠા રે ભર્યા સરોવર, પોયણ લેરડે જાય.
અજરણીય ³નયરૂપે સંચર્યા, વર તમે કેશલું દીઠું ?
દીઠા રે રેંટને ઢેકુવા, વાડીઓ લેરડે જાય.
ચોથે રે નયરૂપે સંચર્યા, વર તમે કેશલું દીઠું ?
દીઠા રે ટોડા મોતી જડયા, તોરણ લેરડે જાય.
હું તમ પુછું રે કીયા ભાઈ, સાસરે શી પેરે જાશો ?
સીમડી રૂંધી રે સિંહડે, હાટ શેરી હાથીએ રૂધી,
તોરણ રૂંધ્યા રે સાળાએ, માંડવો સાજને રૂંધ્યો.
ચોરી રૂંધી રે ભમરીએ, માયરું નાગલોએ રૂંધ્યું,
ઓરડા રૂંધ્યા રે સાસુએ, રાંધણીઆં વહુવારુએ રૂંધ્યાં.
સિંહ ⁴ઘડાવીશ ⁴ સકળાં, હાથીઓને અંકુશ દેશું,
સાળા બંધાવીશ ઝોળીઆ, સાજનોને નમન કરીશ.

---

૧ કેશલું–શું મૂળમાં લખ્યું છે, 'કોઇ કેહલું પણ બોલે છે. "કોઈ બોલે છે' એ બરોબર નથી. "શ." નો "હ" કરવાનો બોલીનો પ્રયોગ સૂરત તરફ છે જ. દા. ત. 'સગડી–હગડી' બોલાય છે, 'સવાકો–હવાકો બોલાય છે. ઈ૦ ઈ૦

૨ ગણુપતિ

૩ જુઓ આગળ જ્યાં "ત્રીજું" કહેવું હોય ત્યાં અજરણીય શબ્દ ઘણે ઠેકાણે વાપર્યો છે.

૪ આમ પગણવામાંય અત્યારના સામાન્ય વ્યવહાર મુજબ પણાને ખુશ (!) કરવા પડે છે. પ્રત્યેક 'વર' મિત્રને આમાં રહેલી નક્કર–વાસ્તવિકતા શીખવા વિનંતી છે.

ભમરા રે વાંસ કોરાવશું, નાગોને કઢીએલાં દૂધ,
સાસુ પહેરાવીશ સાડલા, વહુવારુને બીડલાં પાન.
બેસીશ લેલર માંડવે, પરણીશ કીયા [1]વેવાઇની બેટી.
પાદર વગડાવીશ ત્રંબકી, ડરિયો છે લાડકડીનો બાપ.
બેટીએ બાપ બોલાવિયો, દાદાજી સાહોર રે જો,
આવે રાણો આવે રાજિયો, આવે દેશાલહોળીઓ રાયો.

## વરને ઉઘલાવતી વખતે ગાવાનું ગીત

પાગડલે રે પગ દઈ ચડો રે વરરાજા ગોત્રજ છેડો સારી રહ્યાં.
મેલો મેલો રે ગોત્રજ વરનો રે છેડો, તમારા કર અમ આપશું,
જેણે નાના થકી મોટા કીધારે તેના ગુણ કેમ ભૂલશું ?
પાગડલે રે પગ દઇ ચઢો રે વરરાજા, માતાજી છેડો સારી રહ્યાં,
મેલો મેલો રે માતા વરનો રે છેડો, તમારા કર અમ આપશું.
જેણે નવમાસ ઉદર રાખ્યા તેના ગુણ કેમ ભૂલશું ?
પાગડલે રે પગ દઇ ચઢો રે વરરાજા, ફૈયર છેડો સારી રહ્યાં,
મેલો મેલો રે ફૈયર વરનો રે છેડો તમારા કર અમ આપશું.
જેણે નાના રે પણ નામ પમાડ્યાં તેના ગુણ કેમ ભૂલશું ?
પાગડલે રે પગ દઇ ચઢોરે વરરાજા, બેનડ છેડો સારી રહ્યાં,
મેલો મેલો રે બેનડ વરનો રે છેડો તમારા કર અમ આપશું,
જેણે નાના રે પણમાં લાડ લડાવ્યાં તેના ગુણ કેમ ભૂલશું.

---

[1] અહીં વેવાઇનું નામ બોલાય છે.

જાન ઉઘલાવતી વખતે ગાવાનું ગીત

ઉઘલ્લો.

—[०]—

એક લાખેણી ઇંટ પડાવો,
કાંઇ અધલાખે ઓરડીઆ ચણાવો.
કાઇ ઊંડાને વડીરે વહુઆરુ,
કાંઈ દીવડીઆ કરોને બેચાર.

કાંઇ પહેલો દીવો ગોત્રજે હોય,
કાંઈ ઓરડીએ હોયરે ઉજેસ
કાંઇ બીજો દીવો ઓશરીએ હોય
કાંઇ શેરડીએ હોયરે ઉજેસ

કાંઇ ત્રીજો દીવો માંડવા હેઠ,
કાંઈ સાજને હોયરે ઉજેસ.
કાંઈ ચોથો દીવો સઘાને શણગારો
નવખંડમા હોય રે ઉજેસ

વર વરના જાનૈયા તેજી તો ઘોડે,
વર વરની જાનરડી વાંકે અંબોડે.
વર વરના જાનૈયા ભલારે વખાણું
જાણે શ્રી કૃષ્ણ પોતે પધાર્યા
વર વરની જાનરડી ભલીરે વખાણું,
જાણે ઈંદ્રની અપસરા હોય.

જાન ઉઘલાવતી વખતે ગાવાનું ગીત

ઉઘલ્લો

કારે કેસરીઆ લાડા મનમહારે,
તમારી જાને-તમારી જાને
કિયા ભાઇનો સિંહ-
કીયા ભાઇ જાને મોંડશે રે
આપશે આપશે હાથીડાની દાંત,
તમારી જાન રૂડી દીશે રે—કારે...

એ પ્રમાણે જુદાજુદા સગાના દીકરાનું નામ લેવું. એક વાર હાથીહાથી દાંત આવે એમ બોલવું, બીજીવાર ઘોડલાની દાંત આવે એમ બોલવું.

## રણછોડજીની જાન

(પરણવા જતા કે પરણીને આવતાં ગાય છે)

રણછોડજી ભલે પરણવા પધાર્યા રે,
આનંદ ઓચ્છવ અતિ ઘણો લાવ્યા રે,
પ્રેમે પૂરણબ્રહ્મ વધાવ્યા રે—રણછોડજી.....
પાંચ શબ્દની સાન ત્યાં વાગે રે,
ક્રોડ બ્રહ્મા ક્રોડ છત્ર છાયા રે,

શુકને નાદે અમર ગાજે રે, ચારે વેદ ચતુર્ભુજ ભણિયા રે,
હરિને તેજે સાસુજી મોહ્યાં રે. હરિ દેખી ત્રિભુવન ત્યાં મોહ્યાં રે,
સતી રે સાસુ સ પે શું આવ્યાંરે, આંખણ-પાંખણ સ્વાયો લાવ્યાંરે,
સરીઓ, સાંઠો ને સંપુટીઓ, નાક સાહી નારાયણવર નીરખ્યારે,

વરને તેજે સાસુજી મોહ્યાં રે, ગર્ગાચારજ ને સાદ ત્યાં કીધો રે,
રૂકમાઈએ હરિ હાથેવાળો લીધો, બાવનચંદન ઊલટ અંગ સારીરે,
લાલ વાઘા પહેરોને મુરારિ રે, બાજુબંધ બેરખાને કેડજ કશીરે,
મસ્તક મુગટ હીરે જડયો, વિધ વિધ ચંપા ફૂલ જડોઆં રે,
નાકના ગોદર ટોડલીઆરા રે, એ સુંદર રૂકમાઈ વર કહીએ રે,
એ રે શોભાનો પાર ન લહીએ, શ્રીકૃષ્ણની રાખડી રતનવાળી રે
દોરંગી ચીરને ચોળી છે, સાડી રે તે ઉપર વળી ઘાટડી વાળી રે,
થાળ ભર્યો શગ મોતીડે રે, વડી રે વહુવારો વેગે વધાવો રે,
ત્યારે રૂકમૈયો વીરો તેડાવીઓ રે, કેડે કેડે રાયવર સામો થાય રે,
દ્વારકાં જાવાની તૈયારીઓ થાય રે,

વાની વાની વિધની રસોઈયો બનાવો રે,
ભીમક[1] રાયને નોતરે, જાન સવાઈ તેડાવો રે,
છપ્પન[2] ક્રોડ તેડ્યા રે જાદવ, વૈષ્ણવ માત્રને તેડાવો રે,
વૈષ્ણવ માત્ર રહે છે મળ્યા, બ્રહ્મા[3] સાવિત્રીને તેડાવો રે,
સૂરજ–રાંદલ બે મળ્યાં, રોહણ[4] ચાંદા સોત.
સુરીવર–મુનિવર તેડીઆ, તેડીઆ દેવ મોરાર,
સોના–થાળ અણાવોને, હરિના હાથ હરખે ધોવરાવો.
ખાજાં લાડુને રે લાવશી, શેવ પાતળી સાંકળી પીરસાવો,
આઢાગાઢ ને ઘરામશા, જલેબી જાદવને પીરસાવો.

---

૧ અત્યારના જમાનાને અનુરૂપ આને ન ગણી શકાય. 'સવાઇ તેડાવવાનું' આવા કટોકટીના સમયમાં તે કયા બને ? અને છતાંય અણસમજુ લોકો 'સવાઈ'નો શોખ કેળવીને જાય છે ત્યારે 'એ સવાઇ જાન'ની સરભરા કાયમ માટે યાદ રહી જાય એવા દાખલા જોયા છે!!

૨ અતિશયોક્તિ અલંકાર. ૩ મલ્યા–ભેગા. ૪ રોહિણી નક્ષત્ર.

અળીકળ મળી મેદની, મહીં ભરીયા મેલાવો રે,
સારણુંડારે સાત ભાતના, ટિંડોરાં ને દાળ,
કોઠીમ્બડાં ચીભડાં આણીઆં, વારુ કર્યા વઘાર,
સુવાભાજી તાંદળજો રે, મોગરી મસકંદ,
સેકુર મગનાં કડવાં લાગે, ઉપર પીરસો અન્ન.
અથાણાં આઠ ભાતનાં રે, કેરાં ને કરમદા.
આદું ને લીલી આમલી, મહીં મેબગ અતિ સાર,
રણછોડજીની જાન જમાડી, શ્રી પ્રભાતને પહોર,
છપ્પનકોડ રથ જોડીઆ, ઘૂઘર નાખ્યા છે ઘમકાર રે,
ચાંદલાસોતી રે ચાંદરાણી, ચાંદલા ભાળીને જાય રે,
દેવકીને માથે મોડીઓ, જસોદા ઉછરંગ ન માય રે,
જશોદાને ઊલટ થાય, જેને વહાલા રઘુપતિ રાય
રણછોડજીની જાન ગાય, તેનાં દુઃખ દારિદ્ર જાય.

## દશરથની જાન[2]

( ચોપાઇની પેઠે બોલાય છે )

દશરથ તણી જાન જાય, હસ્તી તો બેઉ કળ નમાય રે,
લીલા પીળા ને રાતા ઘણા, સુંદર છે મહારાજા તણા.
લીલા રે તંબુ તાણ્યા, ત્યાં તો અધુગજ મધુગજ બાંધ્યા.
રાજવાળી રાજરચના ઘણી, જાન વખાણું રાજા રાઘવ તણી,
ભારે રે શેષ પાતાળે ગયા, એદે ચાંદા ને સૂરજ ઝાંખા પડયા,[1]

---

૧ અતિશયોકિત અલંકાર

૨ દશરથે જોડેલી જાન–મધ્યમા પદલોપી સમાસ. આમાં શ્રી રામચન્દ્રજી પરણવા ગયા તે વખતનું વર્ણન છે.

એક ક્ષણમાં પહોંચ્યા રે દશરથરાય, સામૈયે રાજા જનક જાય,
જોઈને જાનને જનક હસ્યા, ને ચારે આગળ આપણાં રાજ કશાં.
મળ્યા વેવાઇ ને હરખ્યાં મન, દશરથ કહે જીવત ધન્ય ધન્ય,
આ કોઇ છે કે કારણ રૂપ, સૂરજ વંશમાં મોટો ભૂપ,
ધનુષ તો એણે ભાંગીયું, અત્તર અસુરનું કુળ લાજીયું,
આવ્યા જનક બોલ્યા વાયક, નાણું લઈ ચાલો નાયક,
એલચી[1] વાસ્યાં રે જળ આણીયાં ખાંડ [2]પાણી પાઈ જાણીયાં,
જાનરડીને જુગતો ઘણી, પાથરણાં આપી લાયક તે તણી,
ચંદન ઓરડા ઉઘાડયા જ્યાં, દશરથના ઉતારા ત્યાં,
ઘોડાની ઘોડારો ઘણી, ને શી વિધ કરશું માફાતણી
નગરમાં એક નારી બહુ, ને કલવો[3] લઈને ચાલી સહુ,
વહુ દીકરી રાજા જનક તણાં, એને મંગળ ગાયાં ઘણાં.
એક સખી રે મંગળમાં હતી, તેણે લઈ નવરાવ્યાં સતી,
એક સખી રે મંદિરમાં હતી, તેણે લઈ શણગાર્યાં સતી.

---

૧ ઇલાયચી–ઇલાયચી મિશ્રિત પાણી.

૨ સામૈયું કરતી વખતે વરનું પૂજન કરીને ગળ્યું ઇલાયચી નાંખેલું પાણી પાવાનો ખાસ રિવાજ પ્રશ્નોરા જ્ઞાતિમાં આ ઉપરથી પડયો હોય તેમ કલ્પના કરી શકાય છે. જોકે "ગળ્યાં પાણી" વગેરે રિવાજો આ રેશનના જમાનામા તો જોવા મળે જ નહિ! ગતભવ્યતાની સ્મૃતિ માત્રજ હવે તો તાજી કરવી રહીને? અત્યારની પેઢીની એ એક કમનસીબી છે.

૩ વરને શિરામણ દાખલ દહીંથરાં વગેરે લઇ જાય છે તે ✓ (કવલ)—કોળીઓ—તે ઉપરથી કલવો.

ગોત્રજમાએ વર આપીઓ, હૃદયકાળમાં લઇ થાપીઓ,
માતા રે નેત્રે અંજન કરે, તિલક કુંકુમ રઘુપતિ ધરે,
અંજન કરીને ત્રબકું કરે, રખે કોઈની દૃષ્ટિ પડે.
માતા ચિંતા ન કરશો તમે, રક્ષા કરશું બાંધવ અમો,
ભરત શત્રુઘ્ન લક્ષ્મણવીર, વરની પાસ ઊભા ત્રણ ધીર,
તોરણ અંદર નાચે મોર, મંડપમાં દીસે ઘમઘોર,
ગોત્રજ આગળ બેઠાં શિય,૧ રઘુનંદન શું પૂરણપ્રિય.

## ગઢ રે ગોકુળનો

ગઢ રે ગોકુળનો જીન રાજીયો મથુરાં નગરીનો વાસી વરરાજા,
ગોકુળ જાન્રે જીને પરણવા, શ્રીમુખ જાન્રેજીને પરણાવા
કેરહ કેરો જીરે દોહિત્રો.
કેરહ કેરો પહુત્રો વરરાજા, ગોકુળ જાન્રે જીને પરણાવા.
શ્રીમુખ જાન્રેજીને પરણવા, કેરહ કેરો જીરે બેટડો,
કઈ વહુ પનોતાંનો જન્મ્યો વરરાજા ગોકુળ૦ .. ...શ્રીમુખ,
કેરહ કેરાજીને ભાણેન્રે કેરહ કેરો ભત્રીન્રે વરરાજા. ગોકુળ૦
કેરહ કેરાજીને વીરાજી કેરહ કેરો બેત્રી વરરાજા, ગોકુળ૦
માથે મૈવાડા જીને મોળીઆ ખભે ખાંનીલા ખેસ વરરાજા, ગોકુળ૦
બાયે બાજુબધ જીને બેરખા દશે આંગળીએ વેઢ વરરાજા, ગોકુળ૦
કેડ કટારાંજીને વાંકડા રેશમિયો સુરવાળ વરરાજા, ગોકુળ૦
પાયે રાઠોજીને મોજડી અટકતી ચાલ છે વરરાજા, ગોકુળ૦
ગોકુળ જાન્રેજીને પરણાવા, શ્રીમુખ જાન્રેજીને પરણાવા.

---

૧ શી—સીતાજી વરકન્યા પરણી રહે ત્યારે ગોત્રજને પગે લાગવા જાય છે, એવુ સૂચન પદમા છે. સામૈયાનો જાનીવાસાનો રિવાજ આમાથી જણાઈ આવે છે

# જાનવાળાંને રસ્તામાં ગવાતાં ગીતો

## (૧) લીલી તે લીલી લીંબડી

(રાતે પણ આ ગીત ગવાય છે)

લીલી તે લીલી લીંબડી, કેસરીસિંહ રાજા—॥ ધ્રુ ॥
લીલડાં જડત્ર પલાણ, બાદરખાન ચાકરી ચાલ્યા—॥ ધ્રુ ॥

ઘોડીએ ચઢી કીયો ભાઇ સંચર્યો કેશરીસિંહ રાજા
મોહી રહ્યા ચારે દેશ–બાદરખાન ચાકરી ચાલ્યા.
પહેલે તે પૂરવ મોહી રહ્યા–કેસરીસિંહ ॥ ધ્રુ ॥

બીજલે દક્ષિણ દેશ—બાદરખાન ॥ ધ્રુ ॥
અજરણી[૧] તે માળવે મોહી રહ્યા–કેસરીસિંહ ॥ ધ્રુ ॥
ચોથલે મોહી ગૂજરાત બાદરખાન—॥ ધ્રુ ॥
ઘોડીએ ચઢી કીયો ભાઇ સંચર્યો–કેસરીસિંહ ॥ ધ્રુ ॥

મોહી રહ્યા ચારે દેવ બાદરખાન—॥ ધ્રુ ॥
કાશીએ વિશ્વેશ્વર મોહી રહ્યા–કેસરીસિંહ ॥ ધ્રુ ॥
મથુરાંથી કેશવદેવ બાદરખાન—॥ ધ્રુ ॥
દ્વારકા રણછોડજી મોહી રહ્યા–કેસરીસિંહ ॥ ધ્રુ॥
અમુક[૨] ગામે હાટકેશ્વર દેવ બાદરખાન—॥ ધ્રુ ॥
ઘોડીએ ચઢી કીયો ભાઈ સંચર્યા–કેસરીસિંહ ॥ ધ્રુ ॥

---

૧ અજરણી અત્રે પણ તૃતીય એ અર્થમાં જ આ શબ્દ-પ્રયોગ છે.

૨ અનુરૂપ ગામનું નામ ગવાય છે.



### (૩) લગ્ન બાજોઠીઉં[1]

લગ્ન બાજોઠીડા (તોતીડ) જડીઆ.
કુંવારી કન્યાને કાગળ લખી રે મોકલીઆ.
વેલેરા આવે ચોરાશીના રાજા,
હું કેમ આવું સકળની રે નારી.
આડા છે દરિયા ને સમુદ્ર ભરીઆ,
ભર્યા રે સમુદ્ર વચ્ચે વહાણુ છિપાવો.
વહાણે બેસીને વહેલા આવો વરરાજા,
ચૈત્ર વૈશાખના તડકા રે પડશે.
ધોરી બળદીઆના પગ તળવાશે,
બાળા વરરાજાનાં મુખડાં કરમાશે.
પિત્તળની વ્હેલડી તો તડકે રે તપશે,
વરની જાનરડી મુખશામળી થાશે
વરના જાનૈયા સઘળા ખેહે ભરાશે,

---

૧ આ ગીત સ્વ. મેઘાણીની 'ચૂંદડી'માં સ્થાન પામ્યું છે—થોડા ફેરફાર સહિત.

## વરવાળાંને કન્યાના ગામને પાદરે બેસીને ગાવાનાં ગીત

### (૧) ભલે આવ્યો

લાડે હોય દશ ડેરા તાણીયા,
લાડા ઊતર્યો વડ હેઠે રે,
ભલે આવ્યો, ભલે આવ્યો રે લાડી લાડકો ॥ ધ્રુ ॥
લાડા કમણાં રાયાનો દોહિત્રો,
લાડા કમણાં રાયાનો પહુત્રો રે,
ભલે આવ્યો, ભલે આવ્યો રે, લાડી લાડકો ॥ ધ્રુ ॥
લાડા કમણાં રાયાનો ભાણેજો,
લાડા કેઈ વહુ પનોતાનો જનમ્યો રે ભલે આવ્યો ॥
લાડા કમણાં રાયાનો ભાણેજો,
લાડા કમણાં રાયાનો ભત્રીજો રે...ભલે આવ્યો ॥
લાડા કમણાં રાયાનો બેલીજી,
લાડા કેઈ બા પનોતાંનો વીરો રે....ભલે આવ્યો ॥
લાડા કેયા ભાઈ કેરો દોહિત્રો,
લાડા કેયા ભાઈ કેરો પહુત્રો રે...ભલે આવ્યો ॥
લાડા કેયા ભાઈ કેરો બેટડા,
લાડા કેઈ વહુ પનોતાનો જનમ્યો રે ભલે આવ્યો ॥
લાડા કેયા ભાઈ કેરો ભાણેજો
લાડા કેયા ભાઈ કેરો ભત્રીજો રે...ભલે આવ્યો ॥
લાડા કેયા ભાઈ કેરો બેલીજી.
લાડા કેઈ બા પનોતાનો વીરો રે,
ભલે આવ્યો, ભલે આવ્યો રે લાડી લાડકો.

## (૨) ટાઉ મોરી રે કરમલડી

ટૌડે મોરી રે કરમલડી[1]
તુ તો મોરાતી મોરાતી આવે ર,
મારી જાનનો રગ રાખે રે
શાહુજાદા ઢોન ઢાળ્યા છે,
પાદશાહી પાથરણા પાથર્યાં છે,
અમદાવાદી ઓશીકા મૂકચ છે,
ત્યા કીયો ભાઈ માજન બેઠા છે?
ત્યા કીયો થર થર ધ્રૂજે છે?
ન ધ્રૂજશ રે બાપડા!
તારે લાખ જોયે તો લાખ લેજે રે, મારી જાનનો રગ રાખે
વેવાઈની શેરીમા ઢોલ પડચા હવકાર પડચો,
કોઈ પાદશાહ જાદવ આવે રે, કોઈ ઉમરાવ જાદવ આવે
આવે આવે રે વસુદેવનો નદ, પૂનમ કેરો ચદ
દીવો કરી જોત, વિવા' કેરી વગધ ભવે ભલે અજવાળા
તુ તો મોકલ વેવાઇ કમાવની, તારે આગણે આવ્યો નાણાવ
આવે આવે રે વસુદેવનો નદ ...ઇ૦... ઇ૦.
તુ તો મોકલ વેવાઈ હાથીડા, બેસી આવે છે વરજીના સાથી
આવે આવે રે વસુદેવનો નદ ...ઇ૦ ઇ૦
તુ તો મોકલ વેવાઈ ઘોડલડા, બેસી આવે છે વરજીના જોડવા
આવે આવે રે વસુદેવનો નદ ઇ૦ ઇ૦....

---

૧ સમૂહમા પદ્ધતિસર ગાવામા આવે તો આ ગીત ખરેખર સુદર ઝમક વાળુ છ ૨૧૦ મેઘાણીએ આ ગીત 'ચૂદડીમા' થો ફેરફાર સાથે લીધુ છે

તું તો મોકલ વેવાઇ વેલડીઓ, બેસી આવે છે વરજીની બેનડીઓ.
આવે આવે રે વસુદેવનો નંદ, પૂનમ કેરો ચંદ્ર,
દીવો કરી જોત, વિવા' કેરી વરધ, ભલે ભલે અજવાળાં રે.

(૩) લાડણ વર ઊતર્યાં

લાડણ વર ઊતર્યા વાડીએ સુંદર વર ઊતર્યા વાડીએ.
સસરો શે મસે૧ જોવાને આવે રે લાલાહો લાલ જાડેસો ખાંતનો.
સસરે હાથકરે નાણાં કોથળી, નાણાવટીઆની મમે જોવા આવેરે,
લાલાહો લાલ જાડેસો ખાંતનો.

લાડણવર ઊતર્યા વાડીએ, સુંદરવર ઊતર્યા વાડીએ.
સાસુ શે મસે જોવાને આવે રે....લાલાહો લાલ જાડેસો ખાંતનો.
સાસુ હાથ કરે તબા બેડલું, પાણીઆરીના મસે જોવા આવે રે,
લાલાહો લાલ જાડેસો ખાતનો

લાડણવર ઊતર્યા વાડીએ, સુંદરવર ઊતર્યા વાડીએ.
લાડડી શે મસે જોવાને આવેરે, લાલહો લાલ જાડેસો ખાંતનો.
લાડડી હાથ કરે ફૂલ છાબડી, માળણડી મસે જોવા આવેરે,
લાલાહો લાલ જાડેસો ખાંતનો.

(૪) જાગજે વેવાઈ

ધમધમીસું રે કાંઈ કીયા ગામનું પાદર,
જાગજે રે જાગજે કીયા વહેવાઈ બાપડા,
આવે છે રે કાંઈ મોટા ઘરની જાનો રે,
જાનમાં વહેવારી છે અતિ ઘણા.

૧ મસ- મિષ-મહાનું, હેતુ.

વહેવારિયારે મારે કીયા ભાઈના દાન રે,
જાનમાં કીયા ભાઈ વહેવારયા.
ધમધમીશું રે કાંઈ કીયા ગામનું પાદર,
જાગજે રે જાગજે કીયા વહેવાઈ બાપડા,
આવે છે રે કાંઈ મોટા ઘરના જાનૈયા રે
જાનમાં વહેવારિયા છે અતિ ઘણા
વહેવારિયા રે મારે કીયા ભાપના કાશ ,
જાનમાં કીયા ભાઈ વહેવારિયા.
વહેવારિયા રે મારે કીયા ભાઈના વીરા રે,
જાનમાં કીયા ભાઈ વહેવારિયા....ઇ૦ ઇ૦

## (૫) મોર જાજે ઉગમણે

મોર જાજે ઉગમણે દેશ મોર જાજે આથમણે દેશ,
વળતો જાજે વેવાઈને માંડવે હો રાજ.
મોર તારી સોનાની ચાંચ, મોર તારી રૂપાની પાંખ—
સોનલાની ચાંચે મોરલો ચારો ચરવા જાય,
મોર જાજે ઉગમણે દેશ, મોર જાજે આથમણે દેશ,
વળતો જાજે વેવાઈને માંડવે હો રાજ— (૧)

કીયા વેવાઈ સૂતો છું કે જાગ (૨)
કીયા ભાઈ વરરાજાએ સીમડી ઘેરી માણારાજ—(૩)

સીમડીએ કાંઈ ચમર ઢળાવ (૨)
ચમરની મશે વીર મારો આવે માણારાજ— (૪)

કીયા વેવાઇ સૂનો છું કે જાગ (૨)
કીયા ભાઇ વરરાજાએ શેરડી[1] ઘેરી માણારાજ— (૫)

શેરડીએ કાંઇ ફૂલડાં વેરાવ (૨)
ફૂલની સોરંભેર[૧] વીર મારો આવે માણારાજ— (૬)

કીયા વેવાઇ સૂતો છે કે જાગ (૨)
કીયા ભાઇ વરરાજાએ માંડવો ઘેર્યો માણારાજ— (૭)

માંડવે કાંઇ લાડકી પધરાવ્ય (૨)
લાડકીની મસે વીર મારો આવે માણારાજ— (૮)

---

૧ શેરડી-શેરી પોળ. ૧-સૌરભ,

૨ આ ગીત સ્વ૦ મેઘાણીએ 'ચૂંદડી'માં પણ લીધું છે—જો કે પાઠાન્તર છે. જુઓ 'ચૂંદડી'-ભાગ ૧ પાનું ૭૩.

## કન્યા[1]ાળાં સામૈયું લઈ જાય ત્યારે ગાવાનું ગીત*

ઊંચા ઊંચા રે દાદા ગઢડા ચણાવો, તેથી ઉંચેરા ગઢના કાંગરા,
ગઢડે ચઢીને બેની કેઈબા જોશે, આવતા દેખે વરરાજીઓ.
પાંચસેં પાળા રે દાદા છસેં છડીયાળા, ઘોડાંની ઘૂમણે વરરાજીઓ.
શા શા ઉતારા રે દાદા વરના જાનૈયા, શા શા ઉતારા વરરાજીઓ.
શાં શાં દાતણ રે દાદા વરના જાનૈયા, શાં શાં દાતણ વરરાજીઓ.
શાં શાં નાવણ રે દાદા વરના જાનૈયા, શાં શાં નાવણ વરરાજીઓ.
શાં શાં ભોજન રે દાદા વરના જાનૈયા, શાં શાં ભોજન વરરાજીઓ.
શાં શાં મુખવાસ રે દાદા વરના જાનૈયા શાંશાં મુખવાસવરરાજીઓ.
શાં શાં પોઢણ રે દાદા વરના જાનૈયા, શાં શાં પોઢણ વરરાજીઓ.
ઓરડા ઓસરીરે વરના દાદા જાનૈયા, મેડીના મહેલ વરરાજીઓ.
આવળીઆ સોટા દાદા વરના જાનૈયા, કણેરી કાંબ વરરાજીઓ.
ત્રાંબાકુંડીઓ રે દાદા વરના જાનૈયા ખાંડાની ખેળ વરરાજીઓ.
લાખશી ચૂરમાં રે દાદા વરના જાનૈયા, સાકરીઓ કંસાર વરરાજીઓ.
લવિંગ સોપારી દાદા વરના જાનૈયા, પાનના બીડાં વરરાજીઓ.
ઢોલીઆ તળાઈ રે દાદા વરના જાનૈયા, હિંડોળાખાટ વરરાજીઓ.
કોઠીઓના ઘઉં રેદાદા જાને ખૂટાડયા, તોય ન રીઝયો વરરાજીઓ.
કયાંનાં તે ઘી રે દાદા જાને ખૂટાડયાં, તોય ન રીઝયો વરરાજીઓ.
નદીઓનાં નીરે રે દાદા જાને ખૂટાડયાં, તોય ન રીઝયો વરરાજીઓ.
કંકુડે પીલ્યા રે કુંવરી કેઈબા દીધાં, ધબકે શું રીઝયો વરરાજીઓ.

* આ ગીત કન્યાવાળા તથા વરવાળાં ભળીને ગાય છે.

# જાનીવાસમાં પેસતી વખતે ગાવાનાં ગીત

### (૧) ટોડરમલ, હો રાજી[1]

સામેને ટોડે પેસતાં ટોડરમલ હો રાજી શુકન ભલેરા હોય,
ગાય સુવાસણ સામી મળી ટોડરમલ હો રાજી...
લડસડતી પાણીઆર.
કીયા ભાઇને દીકરા અતિ ઘણા,
ટોડરમલ હો રાજી કોઇ અર્જુન કાંઇ ભીમ
અર્જુને ઊજડ ગામ વાસીઆં,
ટોડરમલ હો રાજી ભીમે ભર્યો રે તળાવ
કઇ વહુને વહુવરો અતિ ઘણી,
ટોડરમલ હો રાજી કાઇ લખમીને કાઇ લાખ,
લાખે તે જાયો બેટડો.
ટોડરમલ હો રાજી લક્ષ્માએ હોયરે ઉજેશ
કઇ વહુને કામણ આવડયા,
ટોડરમલ હો રાજી કાયા ભાઇને રાખ્યા ઢીંચણ હેઠ,
કઇ બાને કામણ ના'વડયાં,
ટોડરમલ હો રાજી, કાયો દેશ પરદેશ

### (૨) ગોકુળમાં ગોવિંદ

ગોકુળમાં ગોવિંદ કાંઇ ગોરસડા ઢોળે રે,
કંઇ મહીય વલોવે ગે માખણ નીપજે.

---

૧ અનુરૂપ નામ મુકાય છે. મુખ્યત્વે જમાઇનું જ નામ ગવાય છે.

એની નીકે બેસી રાણી દેવકીજી[1] નાહ્યાં રે,
કાંઈ સાવસો લાખેણા રે શ્રીકૃષ્ણ જનમીઆ રે,
શ્રીકૃષ્ણ જન્મ્યા ત્યારે વસુદેવને કુળ દીવો રે,
કાંઈ સુભદ્રા બાનો વીરો રે સદા રે સોહામણો....

## બીડી સંચારો[1] જતી વખતે ગાવાનું ગીત

એ ઘોડેહ વર તોરણ તો મોતીડે માંડવો,
એ કોણુંલેર ધબળ દોહિત્રો તો પહુત્રો કેરસ તણો.
એ કોણુંલે ઉદર ઉપનો તો બેટો કેરસ તણો.
એ કોણુંલે ધબળ ભાણેજો તો ભત્રીજો કેરસ તણો.
એ કોણુંલે સગો રે સહોદર તો વીરોજી કેરસ તણો.
એ કીયા ભાઇ ધબળ દોહિત્રો તો પહુત્રો કીયા ભાઈ તણો.
એ કેઈ વહુ ઉદર ઉપનો તો બેટો કીયા ભાઇ તણો.
એ કીયા ભાઇ ધબળ ભાણેજો ભત્રીજો કીયા બાઈ તણો.
એ કીયા ભાઈ સગો રે સહોદર, તો વીરોજી કઇ બા તણો.
એ એમ ન જાણીશ સાસુ તો એહ વર મૂરખો.
એ સધ્યાહ બાંધે તરવેણી તો નીત્ય એની મત ભણે.

---

૧'બીડીનો સંચાર' એમાં કંઈક ઊંડો મર્મ લાગે છે. વર કન્યાને છૂપી ખબર મોકલતો હોય, એવું કંઈક હશે.

૨ ધબળ—મૂળ શબ્દ 'ધવન'—'ધવલ'—લાગે છે. વ તથા બ નો અભેદ વ્યાકરણશુદ્ધ જ છે. બંગાળી ભાષામાં આવા પ્રયોગો વધુમાં જણાય છે. દા. ત. રવીન્દ્રનાથ—રબીન્દ્રનાથ ૪૦ ૪૦ કારણ એ ભાષામાં તો વ તથા બ માટે એક જ વર્ણ છે આમ 'ધબળ' શબ્દ બન્યો હશે. એનો અર્થ 'નિર્મળ' એવો થાય છે.

એ મહોયર માલંતીયે જાયો તો તીગો ને તમતમો,
એ કંકુડાં ઘોળંતાંએ જાયો તો રાતો ને રચયડયો.

## વરને નવરાવતી વખતે ગાવાનું ગીત

લાડા પગરણ આવીયું આજ, ગણપતિ પૂજીએ,
લાડા મગરે મનોરડા હોય, પીઠી ઢળાવીએ,
લાડા પીઠડી પીળાડી હોય, જયમ મેલ ઊતરે,
લાડા અણાવો ગંગાજીનાં નીર, દૂધડે નવરાવીએ,
લાડા સાજનીઆં પરદેશ, વેગે તેડાવીએ.
લાડા સાસરીઆં પરદેશ, કેમ કરી પહોંચશે ?
મારા દાદાના તેજી તોખાર, ભલી પેર્યે પહોંચશું,
લાડા કોયા ગામની અવળી બજાર, કેઇ પેરે માલશો ?
અમારા ભાઇ–બાંધવની છે જોડ, ભલી પેર્યે માલશું,
લાડા લાડડી ચતુર સુજાણ કેમ કરી ભેટશો ?
મારી માવડી ભોજાઇ સાથ ભલી પેર્યે ભેટશું,
લાડા સાસરીઆં ઘેર જાઓ, કે હાથ કરો આરસી,
મારી રાજવહુ વરવર ન્યાય કે બોલે પારસી[1]
લાડા સાસરીઆં ઘેર જાઓ કે હાથ કરો બીડલું,
મારી રાજવહુ વરવર ન્હાય કે નલવટ ટીલડું,

---

૧ અત્રે 'પારસી'નો અર્થ ' સાંકેતિક ભાષા ' એમ કરવો. આ સંગ્રહનાં આ પ્રસંગનાં ગાતો જેવાં ગીતે બીજા કોઇ જ. સંગ્રહમા હજી સુધી જોવા નથી મળ્યાં. આની પછીનું 'સખી રે સુવાસણ સૌ મળી ' પણ એટલું જ સુંદર છે.

લાડા સાસરીઆં ઘેર જાઓ કે ચડજો ઘોડલે,
મારી ગજવહુ પર વર મ્હાય કે જડત્ર અંબોડલે,
લાડા સાસરીઆં ઘેર જાઓ કે વાસ્યો . કૂકરો,
મારી રાજવહુ વર વર ન્હાય કે તોરણ ટુકડો.

## નાવણ વખતે ગાવાનાં ગીત[1]

### ( ૧ ) સખી રે સુવાસણ

( વરને માયરામાં બેસતાં પહેલાં નવરાવે છે
તે વખતે આ ગીત ગાવામાં આવે છે. )

સખી રે સુવાસણ સૌ મળી, મનરખી મંગળ ગાય રે,
મળી શ્યામા તેવડી તેવડી, વરજીને નાવણ લઇ જાય રે,
એક કર કનક કંચોલડાં, એક કર કંકુ ભરીઆં રે,
એક કર છાયાં ચિરોદક બાવન ચંદને ભરીએ રે,
માનની આવે મલપતી, ક્યાં જાનીવાસાનો ઠામ રે,
દાહોળ દેશનો રાજીઓ, વેવાઇ દમઘોષ નામ રે,
તેના રે કુંવર કોડામણા, વરવરું શિશુપાલ[1] રાય રે,
બેસણે ઢાળ્યો બાજોઠીઓ. નાવાને ઊઠયા છે રળિયાત રે,
ત્રાંબાકુંડી ઊલટે ભરી, ભલા ભલા સુગંધી અંગલેપ રે,
નાહીને ઊઠયા રે નરપતિ, પીતાંબર વસ્ત્ર ધર્યાં અંગ રે,
સ્ફટિકમણિ બે પાવલા ઊઠી, લોયાં પટકુળે અંગ રે,
આચમન લીધા રે રીતશું, પ્રીતશું ઓરડામાં પધાર્યા રે,

[1] લગ્ન માટે કુંદનપુરમાં શિશુપાળ આવ્યો ત્યારે તેને માટે ગાવણુ ગાએલું તે ઉપરથી આ પ્રસંગ યોજ્યો છે.

લાલ અંગરખી સાવટુ ઉપર, કટિબંધ નવરંગ રે,
ઉપરણી પહેરી રે સાવટુ રાઠોડી મોજડી પાય રે,
નયને તે કાજળ સારીયાં, ત્રબકું કીધું તે ગાલે રે,
મ્હેકે કૃષ્ણાગર કેવડો, મોતીડાં લ્હેકે છે લલાટ રે,
મસ્તક ખુંપ ધરાવીયો, શ્રીફળ આપ્યું છે હાથ રે,
વિપ્ર પોતાના રે ઘરતણા, આવી કરે કન્યાનાં વખાણ રે,
પ્રેમે રૂડાં રાણી રૂક્મણી, સુણીજન બોલે છે ધન ધન રે,
સજીને આયુધ શું ઊભો રહ્યો, દમઘોષ કેરડા રાય રે.

(૨) નાહોને નાહોને

( વર તથા કન્યા બંને પક્ષવાળાં આ ગાઈ શકે છે

નાહોને નાહોને કીયા ભાઈ રે
( નાહોને નાહોને કઈ બા ગોરા રે )
તમારા પાહોલા હેઠ ગંગા વસે,
ત્યા બેસી કોયો ભાઈ નાહ્યા રે.
( ત્યા બેસી કેઈ બા નાહ્યા રે )
ત્યાં તો આદિત–રાંદલ૧ આવશે રે,
આદિત હાથ કચોળડા રે,
રાણી રાંદલ તેલ સચારશે રે,
નાહોને નાહોને કીયા ભાઈ રે.
( નાહોને નાહોને કઈ બા ગોરાં રે )
તમારા પાહોલા હેઠ ગંગા વસે રે.
ત્યાં બેસી કીયો ભાઈ નાહ્યા રે.

૧ રાંદલ–રન્નાદે–સૂર્યપત્ની.

( ત્યાં બેસી કેઈ બા નાહ્યાં રે )
ત્યાં તો કીયો ભાઈ કેઈ વહુ આવશે રે
કીયા ભાઈ હાથ કચોળડ રે,
રાણી કેઈ વહુ તેલ સંચારશે રે.

## પીઠી ચોળતી વખતે ગાવાનું ગીત

પીળો પીળો તે વાનો મેં સુણ્યો પીળો હળદરનો છોડ,
સોયરે વાનો મેં નીરખીયો.
ગોરા કીયા ભાઇ રે તમને પીઠડાં કરીશું,
જેમ રે સાજનીઆં સંતોષશે
દુરીજન દુરીજન રે હરને ડાબલે પાપ,
દશમનીયાં રે દાઝે બળે.
લીલો લીલો તે વાનો મેં સુણ્યો, લીલી નાગરવેલ,
સોય રે વાનો મેં નીરખીયો.
ગોરા કીયા ભાઇ રે તમારે મુખડે તંબોળ,
જેમ રે સાજનીયાં સંતોષશે.
દુરીજન દુરીજન રે હરને ડાબલે પાય,
દશમનીયાં રે દાઝે બળે
કાળો કાળો તે વાનો મેં સુણ્યો કાળી કાજળ રેખ,
સોય રે વાનો મેં નીરખીયો.
ગોરા કીયા ભાઇ રે તમને નયણ ભરશે,
જેમ રે સાજનીયાં સંતોષશે.

---

૧ આ ગીત સ્વ૦ મેઘાણીએ 'ચૂંદડી'માંથીનું છે (થોડા ફેરફાર સાથે).

દુરીજન દુરીજન રે હરને ડબલે પાય,
દશમનાંયા રે દાઝે બળે.
રાતો રાતો તે વાનો મેં સુણ્યો, રાતો કંકુનો છોડ,
સોય રે વાતો મેં નીરખીયો.
ગોરા કીયા બાઈ રે તમને ટીલડાં કરીશ,
જેમ રે સાજનીયાં સંતોષશે
દુરીજન દુરીજન રે હરને હરને ડાબલે પાય,
દશમનાંયા રે દાઝે બળે.

## પોંખતી વખતે ગાવાનું ગીત[1]

(વર તોરણ પરણવા જાય તે વખતનું ગીત.)

તોરણ ચઢિયા છે વરરાય રે, પોંખે છે ઉમિયાની માય રે,
ધૉંસળ મુશળ ને રવે ત્રાક રે, વર પોંખી તાણ્યાં છેર નાક[2] રે,
ગળે[3] ઘાટ ઘાલીને વર પોખ્યા રે, શ્રીવર માયરામાં આવ્યા રે,
માયરામાંય રે શ્રીમહાદેવ રે ઘડાયા રે જો જોશી રે સાવધાન
રે બે રે વમાસી રે.

[1] ઈશ્વરવિવાહના ૨૬ મા કડવાનું આ ગીત છે. અને શંકર ભગવાનને મેનકાએ પોખ્યા તે વર્ણન છે.

[2] નાક તાણવાનો રિવાજ ઘણો જૂનો લાગે છે.

[3] વરને ગળે ચૂંદડાનો છેડો નાખીને પછી માંડવામાં લાવે છે, ને કન્યાની મા વરના માન તે વખતે સાતવાર લળીને પગે લાગે છે.

## વર તોરણે જાય તે વખતે ગાવાનું ગીત

લાડકડી વર આવ્યો રે, ફુલડે ફગર વધાવ્યા રે,
સૈયર પૂછે છે સારી વાત.
ચન્દ્રવદન સોહામણો, અને કાન કર કરડા કેવડા,
શીશ મુગટ સોહામણો, ભમરડી રે એની ભમર ઝળકે,
આંખડી રતનાવળી.
રતન પારખ મારો દાદો રે એહવર જોયો રે,
એ વર લાડીને શોભે રે તે જ વર ત્રિભુવન મોહે રે,
તે જે વર ત્રિભુવન મોહે અધુર અંગ પરવાલડાં.

(ઢાળ)

સયર સરખી ગોઠ લેશું હસીને પૂછું વાતડી,
હસી હસી પૂછે છે સારી વાતરે, દાડમ કુળી દાંત રે
પેરણુ નવરંગ ચોળી રે

(ઢાળ)

ઉરવર ચોળી, પહેર પટોળી, ઓઢ નવરંગ ચૂંદડી,
દાદલે મારે મંડપ રચ્યો, લાડી વર આણીકો,
સોના સમોવડ તોલ તોળીઓ, આશો મોંઘો આણીયો ?
ઈશ્વર સરખો રૂપ રૂડો, ભીમ સરખો બળ ભલો,
સૂરજ સરખો તેજ સરખો નિર્મળો
ધન્ય ધન્ય રે દાદા મારા એણે એહવર આણીયો,
તેડા તેડા જોશીનો બેટો રે, સાજન મળી લગ્ન નિહાળો રે,
ચોરી નવરંગી મંગાવે તોરણીએ નવરંગ રચીઆ,
વિપ્રવેદ સોહામણો.
ઊઠ ઊઠ ફૈઈ મુજ બાંધ કંકણ જાન આવી ઢૂકડી.

## હસ્તમેળાપના ગીત

### (૧) સમે વરતે

સમે વરતે છે સાવધાન રે, બ્રહ્મા સાવિત્રી દે છે કન્યાદાન રે,
આહિત કરે છે આદ ને ટીલાં રે, બ્રહ્મા વહેંચે છે શ્રીફળ બીડાં રે,
ત્યાં તો જાદવ મોટા મોટા આવે રે, વસુદેવકી પરણાવે રે,
ચોરી ચોખાવીને બાંધી રે, કન્યા પધરાવીને આણ્યાં રે,
કન્યા કૃષ્ણ સામાં બેસાર્યાં રે, ત્યારે પિયરનાં દુઃખ વિસાર્યાં રે,
એ તો દષ્ટે પ્રપંચે મળીય રે, ત્યારે દુઃખ હ્રદયનાં ટળીયાં રે,
હાથેવાળો તે સાહ્યો સ્વામી રે, ત્યારે પામી અંતરજામી રે.

### (૨) હેલીનો હાથ મળ્યો[૨]

ઢોલ ઢમક્યો ને હેલીનો હાથ મળ્યો,
ઈશ્વર તમારો અણવર[૩] ક્યાં નાસી ગયો,
પારવતીની સયરો ટોળે મળી,
પરનારીનો[૪] પાર ન જાય રે કળી,
એક હેલી કહે વરનું નામ કશું[૫] ?
બીજી કામની કહે વરને શું રે હસુ ?
એવો મેનાને કારણ વેશ ધર્યો.

---

૧ આ ગીત શ્રીકૃષ્ણ પરત્વે છે.
૨ આ ગીત શંકર ભગવાન પરત્વે છે.
૩ અણવર( अनु + वर )વરની પાછળ ચાલનાર–તેનો નાનો ભાઈ.
૪ અન્ય સ્ત્રીઓનો સમુદાય.
૫ શું.

ઈશ્વર તમારો અનુચર ક્યાં નાસો ગયો ?
શિવ જોગી જતિ શિવ ભૂતપતિ,
ગળે રુંઢમાળા ચોળે ભસ્મ અતિ,
એવો મેનાને કારણ વેશ ધર્યો—
ઈશ્વર તમારો અનુચર ક્યાં રે નાસો ગયો ?
અથવા ખરડાબટી વરને કોણ દીએ ?[1]

[1] સ્વ૦ મેઘાણીએ 'ચૂંદડી'માં ' લગ્ન ગીતાવલી'માંથી આને જ મળતું ગીત જે લીધું છે તેના કરતાં પ્રસ્તુત ગીત વધુ સારું હોઈ તે જ મેં રાખ્યું છે. જુઓ ચૂંદડી ભાગ ૧. પાન ૯૨ ' થાળી'મફી ને વરવહુના હાથ મળ્યા'—એ પંક્તિ ( ચૂંદડી ભાગ. ૧–૯૨ ) ' ઢોલ ઢમક્યો ને હેવીનો હાથ મળ્યો'ની સરખામણીમાં ખૂબ જ ફીકી અને ઓછી કાવ્યમય લાગે છે.

## સોવણ[1] ચોરી વખતે ગાવાનું ગીત

આનંદનીર[2] આરતી

સોવણ ચૉરી સ્તંભ રચીઓ, વરવરું જગદીશ,
રાણી રુક્ષ્મણીવર કૃષ્ણ આવ્યા, ત્યાં જાન જુએ જગદીશ,
આનંદની આરતી ટેક.

મોહની[3] કરો રે મંદિર અજવાળાં, રણછોડરાયને આરતી,
સુંદર કરો રે દીપક અજવાળ, રણછોડરાયને આરતી,
કર જાઇ જાવંતરી મોગરો, શોહલો ગૂથી લાવ,
શોહલો હરિને તપે સૂરજ, કૌસ્તુભમણિનો હાર,
એક વર વધાવે માત દેવકી ત્યા ઊઘલી છે હરજીની જાન,
આનંદની આરતી—

મોહની કરો રે દીપક અજવાળાં રણછોડરાયને આરતી,
એક ઉતારા ભલા આપીઆ, ઊતર્યા વૈકુંઠનાથ,
એને ગોખ માણુક રત્ન જડીયાં, ત્યાં ઊતરી છે હરજીની જાન,
આનંદની આરતી—

મોહની કરો રે મંદિર અજવાળાં, રણછોડરાયને આરતી,
બાવન ચંદન અગરુ કેસર, આણ્યાં કુમકુમ ઘોળી,

---

૧ સોવણ–સુવર્ણ.

૨ અન્ય નાગર સ્ત્રીઓમા ગવાતા આવા જ ગીતને આ મળતું છે. તે ગીતમા 'અનતને આરતો' એમ છે. આમા ૫ દ્દેર છે; ટૂંકામાં છે. આખરના લાટીમાથી લેખિકા કોઈ ' કમળા ' હશે એમ કલ્પના થઇ શકે છે.

૩ આ બેઉ પદ વારે વારે ટેક રૂપે બોલાય છે

મહાદેવ બેઠા નહાવા ત્યાં અંજલિ ગંગાજીનાં નીર,
આનંદની આરતી—

શ્રીખંડ શેરી છાંટણાં, પરિમલ મહેકે અપાર
એને મકરકુંડળ કાને ઝળકે, મોતીડા તપે રે લલાટ,
આનંદની આરતી—

સાહીક ચોખા પ્રામળું, બત્રીશ ભમરીનો મોડ,
શ્રીકૃષ્ણ સાસુ પોંખણે, ત્યાં તોરણ ચડયા રણછોડ,
આનંદની આરતી—

ગળે ધાટ ઘાલી લઇ ચાલી, ધરી ધોસરું હાથ,
શ્રીકૃષ્ણ માયરે પધારીઆ રે, ત્યાં ભીમક રહ્યા કર જોડ,
આનંદની આરતી—

સમયો[1] સમૈયો રે ઓચરે, ત્યાં ભણે વેદ-પુરાણ,
ભીમક કન્યાદાન દે ત્યાં, અંજલિ ગંગાજીનાં નીર,
આનંદની આરતી—

સુવર્ણ થાળી રત્નજડિત, આણ્યો શોભિત સાર,
શુકલાણી આવી ત પીરસે, હરજી આરોગે કંસાર,
આનંદની આરતી—

કર ખંચીઓ છઇ હશીઓ, વર રહ્યો વદન વકાશ,
એના મુખમાં ત્રણ જુગ દીસે, પાતાળ-ને આકાશ,
આનંદની આરતી—

૧ 'समयवर्तें सावधान' એમ પરણતી વખતે ગોર બોલે છે તે.

શાક પાક ને ઘૃત ઘેબર, નાના વિધ પકવાન,
એકવારની તે વિવિધ રસોઈ નિપજાવે, આરોગે છે હરજીની જાન,
આનંદની આરતી—

એક પહેરામણીની પક્ષ માંડી, ચાલો દેશ પોશાણુ,
સુંદર વસ્ત્ર ચિરોદક છાયલ, પાઘ શેલાંનાં દાન,
આનંદની આરતી—

એક વચ્છ વાછરું ને ત્રાંબાકુંડી, સાવ સોનાની ઘાટ,
પેરે તે કમખા વસ્ત્ર વિવિધે, ઊઘડાવો દોશીની હાટ,
આનંદની આરતી—

એક ઢોલ દદામી વાગોંઆ, જગપત્ય ચાલી જાન,
કર જોડ કમળા વિનવે, મારા ભવતણાં બંધન છોડ,
આનંદની આરતી—

## શ્રીકૃષ્ણવિવાહ

વૈશમ્પાયન ઋષિ એણીપેર બોલ્યા, સુણ જનમેજયરાય,
વિસ્તારી તુજને સંભળાવું કૃષ્ણવિવાહ મહિમાય.

( કડવું ૧ હું )

સરસ્વતી૧ સ્વામીને વિનવું, અને ગણપતિ લાગું પાય,
જે નર એમ ચિંતન કરે, નિશ્ચે દુર્મતિ જાય.

---

૧ શરૂઆતની સ્તુતિ ખરે જ બેનમૂન છે આ પ્રત્યેક ગીત મોઢે કરવા જેવું છે.

પાળતું સાજન એમ ભણે રે, વર મોટો ત્રિભુવનમાંયે,
શંકર સરખા ધ્યાન ધરે ત્યાં, બ્રહ્મવેદો ગાય.
શેષનાગ ને શ્રી શારદા રે, નારદ ને વ્રતવંત,
સનકાદિક[1] યોગેશ્વર સેવે, ઈન્દ્રાદિક અનંત.

( વલણ )

નિર્મળવંશ વંશાવળી, એના નિશદિન વંદું પાય,
હૈયે હરખ છે અતિઘણો, ગાશું કૃષ્ણવિવાહઃ

( કડવું ૨ જું )

1 આનંદી ભીમક ભણે, મારા મનમાં પરમ આનંદ,
વિમાસીને જોઈશું વર રૂડા ગોવિંદ.
પવિત્ર ચરિત્ર શ્રવણે સુણે, અને એનું નિર્મળ નામ,
ભાવે કુભાવે જે જપે, પામે અવિચળ ઠામ.
ક્ષીરસાગર મંદિર ભલાં એની શૈયાએ શેષનાગ,
કોટે કૌસ્તુભમણિ ઝળહળે, લક્ષ્મી તળાસે પાય.
ભૂમિનો ભાર ઉતારવા એણે લીધો એ અવતાર,
ગોકુળમાં ક્રીડા કરી, વિશ્વ કીધો ઉદ્ધાર.

૧ બ્રહ્માના પુત્રો.

દશ અવતાર અંગે ધર્યો, રાચે અમર કેરે કાજ,
ઋષિનાં તાપ નિવારિયાં, જેણે કીધાં અલૌકિક કાજ.
પ્રથમે શોષી પૂતના, અને દૈત્યનાં ઉતાર્યાં માન,
અનેક પવાંડા૧ હરિતણા, બોલે વેદ પુરાણ
વાસુદેવ દેવી દેવકી, એના નિશદિન વંદું પાય,
બ્રહ્માદિક સેવા કરે, કોડ બ્રહ્માંડનો રાય.
ઉગ્રસેન મોસાળ મુગટ, એના છપ્પનર કોડ ત્યાં જોધ,
રાજન પાય લાગે સહુ, સૈન્યતણી નહિ નોંધ.

( ઢાળ )

સૈન્યતણી નહિ નોંધ જ લાગે ને, શંખ એણીપેરે વાગે,
ઓવડ કોઇ માંડે નહિ રે, પાયે કોદંડ ભાંગે.
બળભદ્ર જોધ કંધોધર૩ ભાઈને ફૈયારી ૪ અર્જુન.
એકલડે દાવાનળ પીધો, જેમ પ્રજાળ્યાં વન.
પોળ પેસંતાં મેઘળ જીત્યો ને હેળાં ૫ ધનુષ્ય ભાંગ્યાં, ૬
વાસુદેવ દેવકી વાત કરે ત્યાં, સાજન સૌ કોઇ ગાંજ્યાં.
માત તાતને જઇ માધવ મળીઆ ને, દષ્ટે લોઢાં ભાંગ્યાં,
કૃષ્ણ બળભદ્ર બે બાંધવા જનેતાને પાય લાગ્યા.

---

૧ તોફાન ૨ છપ્પન કરોડ યોદ્ધા—અતિશયોક્તિ અલંકાર.
૩ મોટો. ૪ સરખાવો—બૈયર, સૈયર,—ફૈયર—ફૈયારી—વિશેષણ ૫ બેગાં.
૬ બીકથી મોળાં પડયાં.

કાળપણે કંસાસુર જીત્યો ને, વેરી વશેકે કીધો,
ચેર ભાવે વૈકુંઠ પામ્યો, નવલો લ્હાવો લીધો.
સત્તરવાર જરાસંધ હાર્યો ને તે કેડે નવ ગાંજ્યો,
એકલડો પાય પાળો નાઠો, રાય રાણામાં ગાંજ્યો.
ચાણુર મુષ્ટિક હેળાં હળીયાં ને, પૂંઠ પાળા ઘોડચા,
નાનડિયા ગોવાળ ગોવિંદે, જેમ ચાળાં ઘણુ ઘોડયાં૧

( વલણ )

કાળયવન ત્યાં હેળાં હળીયાં ને, ત્યાં પોઢચા મુચકુંદ,
વિમાસીને જોઇયું, વર રૂડા ગોવિંદ

( કડવું ૩ જું )

રોષેથી રૂખમયો ભણે, એમ બોલે બળવંત વીર,
કાકા કંઇ જાણો નહિ, એ પોતે આહીર.
વડપણે બુદ્ધિ જ હારવી, અને ન લહેર૨ તાત એ વાત,
નંદ તણો એ દીકરો, એ કેમ વૈકુંઠનાથ?
કર્યાં કર્મો જાણો નહિ, અને ન લહો રાજ એ વાત,
વાચ્છ૩ કાચ્છ સબળો નહિ, એ કુળનો શો અધિકાર?
આહીરડામાં અવતર્યો, અને ઘેર ઘેર પીતો છાશ,
ગાયો ચારે રે ગોવાળીઓ, ગોકુળ એનો વાસ.
આહીરડામાં ઊછર્યો, અને ઘેર ઘેર કરતો અન્યાય,
રાજ રીત એને ઘેર નહિ, કેમ દીજે કન્યાય?

---

૧ બકરાંનું ટોળું ૨ જાણો. ૩ વાણી અને કાછડી.

વર જોઇને આણીએ, અને મેં જાણ્યું આ કોય,
હીડ માખણ ચોરનો, માથી મારી શોપ.
એના ગુણ સદા જાણીએ, અને ગુણવંતરાય શિશુપાળ,
કહું જોતાં મારે હૃદે, એવો નહિ એ ભૂપાળ.

( ઢાળ )

એવો નહિ રે ભૂપાળ રે ભૂપતિ, સૈન્ય પંચાણું અક્ષોણી,
રાય રાણા સૌ દંડ જ આપે ચોયે ખંડનો ધણી.
જેને ભારે ધરતી ધ્રૂજે ને, પાપી ઉપર ચાલે,
અન્યતણી મન બુદ્ધિ જ નાવે, જે એથી અદકો છાજે.
જો જાણો તો જઇને કીજે, ને, બેઠાં કન્યા દીજે,
કાજ પડે ઘેર કામ જ આવે, એવો સખાઇડા[1] લીજે.
સવરા[2] મંડપ ત્યાં રચ્યો ને, તેડાવ્યા સુરનર લોક,
બાંધવ મન આનંદ ઘણો રે, બેનીને મન શોક.
રૂખમયો શિશુપાળ તેડાવેને, આનંદ અંગ ન માય,
નિશ્ચે શ્રીફળ મોકલીએ રે, વેગે મગાવો રાય.
અંશ ડંશ સઘાતે આવ્યા ને આવ્યા સૌ અહંકારી,
રાજ દાહોલ[3] દેશતણો રે લાવ્યા સૈન્ય હંકારી.
માંગલ, મુગલ ને મુલતાની, સિંધી ને મલબારી,
ખાખર બરછી ને હબસાણી બંગાળી ને નાળી

---

૧ બરોબરીઓ. ૨ શણગારેલો. ૩ ચેદીદેશ બુંદેલ ખંડ.

( વલણ )

ઉતારા અનુપમ હુવા, અને ઊતરીઆ શિશુપાળ,
હું જોતાં મારે હ્રદે, એવો નહિ રે ભૂપાળ.

(કડવું ૪ થું)

નિન્દા સુણી નરોહરિતણી, કરમાયું સુકોમળ મુખ,
શ્રવણે સીસું ઢાળીયું, દેવી મન અતિ દુઃખ.
મૂર્છાયાં ધરણી ઢળ્યાં, અને સૈયર ઢાળે વાય,
એકો વાતે પીછવે, એક તળાંસે પાય.
કુબુદ્ધિ બાંધવ તાહરો, અને કુવિચારી એ વીર,
વેદ પુરાણે વખાણીઆ, એ કેમ કહીએ આહીર?
રૂખમણીએ વિપ્ર તેડાવીઓ દીધાં બહુ સનમાન.
માહોળ નાખી બેસણે આપ્યાં ફોફળ[1] પાન.
રૂખમણી કાગળ એમ લખે, મુજ હૈયે દુઃખ છે પૂરું,
જો રે જિહ્વાએ જૂઠું કહુ, સાક્ષી ચંદ્ર ને સૂર[2]
રૂખમણી કાગળ એમ લખે, મુજ હૈયે દુઃખ અપાર.
નયણે નિઝરણ[3] ઝરે, હયે આવે ભાર.

(ઢાળ)

હૈયે આવે ભાર કૃપાનાથ, સાવધાન થાઓ તમે સ્વામી,
બુડતાં હ્યો બાંયડી સ્વામી, તમે છો અન્તરજામી
જોજો અમારાં પારખાં ને જો અમને દેતા છેહ!
તમ વિના વિપ્ર પાછો વળે તો, નિશ્ચે છાંડું દેહ!

---

૧ સોપારી ૨ સૂર્ય ૩ પાણી

દાંતે ખંડુ[1] જીભલડી રે ચળે ઘાલું ગળપાસ,[2]
કે વિખ ઘોળીને પાઉં રે સ્વામી, તમે છો વૈકુંઠનાથ.
મચ્છ–કચ્છ–વરાહ નરસિંહ, વામન પરશુરા મને રામ,
કૃષ્ણ બળભદ્ર ગોકુળ અવતરીઆ, સાંભળો શ્રી ભગવાન.
છો શરણાગત પાલક કહાવોને, તે બિરદ તમને રાજે,
ભાવે કભાવે ઓધરો સ્વામી તમ વડાંહે છાજે.

( વલણ )

અન્ન ન ભાવે નિદ્રા ના'વે, કરમાયું સુકોમળ સુખ,
શ્રવણે સીસું ઢાળીયું, દેવી મન અતિ દુઃખ.

( કડવું ૫ મું )

કયાં વિદુવા કયાં દ્વારકાં, વિપ્ર વિમાસ્યો[3] મનમાંય.
પૌષ્ટિક આહાર લઈ કરી, વિપ્ર મારગ ચાલ્યો જાય,
સરોવર પાણી પી કરી, વિપ્ર સુતો વાડીમાંય,
જાગ્યો તો જુએ દ્વારકાં, વિપ્ર હરખ્યો હૈયામાંય.
સ્વપ્નાન્તર સાચું થયું, અને ભેટયા જાદવરાય,
આગળ ગંગા ગોમતી, સંગમ તેનો થાય.
સકળ તીરથ રળીઆમણાં, અને ઝીલે જાદવરાય,
મર્દન[4] સારે ગોમતી, ભવનાં પ્રાયશ્ચિત્ત જાય.
સ્વર્ગ તણી સ્વાગત હતી, પુર્ભવનો નહિ ત્રાસ,

---

1 કાપું, કરડું, કચરું 2 ફાંસો. 3 આશ્ચર્ય પામ્યો. –
મર્દન સારે=શરીર ચોળે

દ્વારામતીમાં અમરાપુરીની, નારી કહીએ દાસ,
નરનારી નહિ પરવશે, એના ગુણ ગાયે ગોવિંદ.

(ઢાળ)

ગુણ ગાયે ગોવિંદ આનંદે ને વૈકુંઠ પ્રીત્ય સમાન,
શ્રીકૃષ્ણે વિપ્ર તેડાવીઆરે, દીધાં બહુ સનમાન.
સાહોળ નાખી બેસણે રે, આપ્યાં ફોફળ પાન,
વાત કરી ઊતાવળી જેમ સાંભળે શ્રી ભગવાન.
લેખ છાડીને આગળ નાખ્યો, લીધો હૈયા માંય,
શ્રીકૃષ્ણે કાગળ વાંચી જોયો રે, મૂર્છાયા મોરાર !
મૂર્છાયા મોરાર મહીપતિ, સાવધાન થાઓ તમે સ્વામી !
"બૂડંતાં ઢયો બાંયડી સ્વામી, તમે છો અંતરજામી
જોજો અમારાં પારખાં રે જો અમને દેતા છેહ,
તમ વિના વિપ્ર પાછો વળે તો, નિશ્ચે છાંડું દેહ !
દાંતે ખંડું જીભલડી રે, ગળે ઘાલું ગળપાશ,
કે વિખ ઘોળીને પીઉં રે સ્વામી, તમે છો વૈકુંઠનાથ !
મચ્છ-કચ્છ વારાહ નરસિંહ વામન પરશુરામ ને રામ,
કૃષ્ણ બળભદ્ર ગોકુળ અવતરીઆ, સાંભળો શ્રીભગવાન.
છો શરણાગત, પાલક કહાવે ને, તે બિરદ તમને રાજે,
સાવે કશાવે ઓધરો[1] સ્વામી, તમ વરાંહે છાજે.
મોહન બોલી એમ ભણે રે, જુગતે જદુ આધાર,
શિવનવ કારણ શારદા, વર વિનતિ આવાર,
ગરુડાસન બેસાર્યો બ્રાહ્મણ, અને એને આપ્યો લેખ.

---

[1] ઉદ્ધાર કરો.

( કડવું ૧લું )

ઈશ્વિર થકી ઉત્પન્ન હુવા, અને સુધ બુધ નાથ નરેશ,
ઉમીઆ ઉદરથી ઊપજ્યા, ભાઈ પ્રણમું પૂર્ણ ગણેશ.
જનકતનયા કુંવરી, તે તો વર વાંછે રઘુનાથ,
ત્ર્યંબક તોરણ બાંધીઉં, ચોતરફ વાગી હાક.

( દેશી ફેરવીને ચોપાઇનો રાહ )

હાંજી ત્ર્યંબક તોરણ બાંધ્યાં, શૂરા ઘેર શૂરાતન વાધ્યાં,
રાજા જનકે મહામંડપ રચીયો, તેનો મહિમા મહીતળ મચીયો.
પાતાળના પંનગ તેડયા, નવ ખંડના નૃપતિ મળીઆ,
ઇંદ્રાદિક ઈશે જગાડયા, ઋષિ સાથે રામ પધાર્યા.
ભુજબળે ભાથા ભીડયા રે, રઘુવંશી રાજા દીઠા.
છત્રપતિ રે સભા સૌ બેઠી. આવ્યા હોંશેથી શ્રમને વેઠી.
ભગવાન સભામાં આવ્યા, તે તો સૌ જનને મન ભાવ્યા.

[ વલણ ]

ભગવાન સભામાં આવ્યા, ને સૌને મન ભાવ્યા ને હે રામ !

( કડવું રજું )

અસુર મન અહંકાર હુવો, મહિપતિ મન સોહાય.
નર સઘળા નમતા હુવા, જ્યારે દીઠો વૈકુંઠરાય.
ત્ર્યંબક દ્રોહર ત્રે થયા, ને ભડ મળીઆ ભૂપાળ,
વર જોવા જગઈશ્વરી, સતી સીતા સજે શણગાર.

ઘણાં સારા ગીતોમાનુ આ એક છે. ઢાળ પણ અર્થને ઘણો અનુરૂપ છે.

( દેશી-ફેરવીને ).

શણગાર સતી શિર આણ્યો, તે તો વળતી વિધાત્રે વખાણ્યો,
હાંજી ભમર ગોફણલે લાગી, જાણે સેના રચી શેષનાગી.
દંત-દાડમ કળિ-રે સમાણી, કોટી કોટી કમળ પ્રમાણી,
કાને લલિત કુંડળ ળળીયાં, જાણે કામધેનુ સાંકળીયાં.
નાગરવેલ દાડમ કળી લાગી, રામ કે'તાં પરવાળી ભાંગી.
પેટ નાળ પટા પરમાણે, કર કુંભસ્થળ પરમાણે.
નારીરૂપે દીસે રંભા, ઝંઘા જાણીએ કેળની થંભા,
અળળા-આભૂષણ અંગે, કટિ કેસરસિંહ લંકે.
ઘણું મૂલી ઘૂઘરવટ ગોરા, જાણે ધમણ ચઢ્યા રસ ગોળા.
હસ્તી હિંડે હો રાઘવ ગૃહણી, એનો પાની જે કુંકુમવરણી,
એની પાય સ્થળ અંબુજ જાચી, જાણે પ્રગટ હુવા પરભાતી,
એને નેહોળ નુપૂર વાગે, જાણે પાણી મહી ભઠ ગાજે.

(વલણ)

નેહોળ નુપૂર વાગે, મહિથળમાં ભડ ગાજે ને હે રામ

( કડવું ૩ જું )

સીતાએ સ્વરૂપ ઓળખીયું ને વૃંદાએ કર્યો રે વખાણ,
સીતા પધાર્યાં સ્વયવરે, વર વરવા સારંગપાણ.
કસ્તુરી ; કેસર છાંટણાં, કુમકુમ અગર અબીલ,
કંકણ ચૂડી મુદ્રિકા, બાએ પહેર્યાં ચોળી ચાર.
નેહોળ નુપૂર ઘમઘમે ને ગુણીઅલ મંગલ ગાય,
નર સઘળાને નીરખવા સતી આવ્યાં મંડપ માંહ્ય.

( ઢાળ ફેરવીને¹ )

માનની રે મંડપમાં આવ્યાં, મોટા મુનિજને મોતીડે વધાવ્યાં,
નારી કુંજલમાં ચંપાય, છત્રપતિ મોહ્યા સભા માંહ્ય.
સુંદરી મન શ્રીપતિ ભાવે, કછ કોબાંડ ઉપર આવે,
કોબાંડ તણા ગુણ ગાજે ત્યારે ઈંદ્ર ભુજા બળ ભાગે.
ગણી રંભાએ રાવણ દીઠો, ત્યારે અસુર લંકાપતિ ઊઠયો,
મહાપુરુષે પરાક્રમ કીધું, એક વેંત ઉચરડું લીધું.
બળીઆ બહુ બાથ જ ઘાલે તોએ ત્રંબક તસુએ ન હાલે.
હઠ મૂકો હઠીલા રાણા, ગત ગઇ ને કર ચંપાણા.
ત્યાં તો કહાડી ન શકે કોઈ, એને મંડપે મહિમા હોય,
નર નિરાશ થઈને નીસરીઆ ત્યારે છત્રપતિ ખળભળીઆ.
મુખ ઢીલું ને શીશ ધુણાવે કાયરને તો કાંઈ ન ફાવે,
મહા મોટા ભડ ગયા હારી, રાજા જનકે જોયું વિચારી.
નર બેઠા નીચું જોઈ, ક્ષત્રિયોએ ક્ષત્રિવટ ખોઈ.
મોટા મોટા ગયા છે હારી ત્યારે કન્યા રહી છે કુંવારી.

( વલણ )

મોટા ગયા મંડપે હારી ન કન્યા રહી કુંવારી ને હે રામ!

( કડવું ૪ થું )

સીતા વિનવે હે સખી સુજ વાંછિત નાવ્યા નાથ,
નર નિરાશ થઈ નાસી ગયા નવખંડમાં નહિં સાથ.

---

૧ દેશી કરતાં ગીતમાં અંતે 'રે' બોલાય છે. પરંતુ પ્રશ્નોરા નાગરોની સ્ત્રીઓ આ 'દેશી' બીજી ઢબે ગાતી હોય 'રે' નો પ્રયોગ નથી કરતી, તેથી અંતે 'રે' લખેલ નથી.

દક્ષીઅલ પાસે ધણુઢળે અબળા કરે રે વિચાર,
કંથ કોદંડ ભાંગવા બેઠા થાઓ આ વાર.
ભડ સઘળા ભાગી ગયા ને તમ ભડ માથે ભાર,
પ્રિય પુરુષને શોધું હું સ્વામી આવોને આ વાર.
પૂર્વ જનમની પ્રીતડી શે ન સંભારો રાય ?
છાના રહ્યા છો છુપાઈને તે પ્રગટ કરો મહિમાય
કઠણ કોદંડ ભાંગવા બેઠા થાઓ મહારાજ,
જળહળ જ્યોત પ્રકાશીએ ને રીઝવીએ શ્રીસમાજ.

(દેશી ફેરવીને)

બેઠા થાઓ બળવંતજી બળીઆ.તમને જોવા ભુવન ત્રણ મળીઆ,
આપણી પહેલાંની પ્રીત સંભારો, મંડપનો મહિમા વધારો.
જાનકી જગદીશે નીરખ્યાં, ત્યારે, લાજી સીતા મન હરખ્યાં,
મુખ આડો તે પાલવ સાહ્યો, જાણે ચન્દ્રમાં વાદળ છાયો.
લઘુ વેશે કેનાં હું લાજું, ગુરુજી કહે તો ત્રંબક ભાગું,
ઋષિને પાયે તે પ્રણામ કીધો, વિશ્વામિત્રે મ્હાવર દીધો.
ભડ કોદંડ ઉપર આવે, શીકુલને[1] સિંહ જ ભાવે.
રામ જેણે જેવો કરી ધાયો, રામ તેને તેવો કરી ભાળ્યો.
રામ દીઠે કોભાંડ શુણુ આજે ત્યાં તો ઇન્દ્ર ભુજદંડ ભાંગે.
રામ દીઠે ધનુષબંધ તૂટે જાણે ગિરિવર શાર્દુળ[2] છૂટે.
ભાથા ગ્રહી ભુજા ગજ રહો રઘુનાથે તે કોદંડ ચઢાવ્યો.
સહુ દેખતાં ન શતખંડ કીધો રામે જીત્યા તણો જશ લીધો.
પછી ભૂપતે મહિમા જાણ્યો વર વૈકુંઠનાથે વખાણ્યો.

---

૧ સિંહનું કુળ. ૨ શાર્દૂલ.

(વલણ)

વર વૈકુંઠનાથે વખાણ્યા, ગામે મોડ બંધાવ્યા ને હે રામ!

(કડવું ૫ મું)

રાજા જનક¹ કેરે આંગણે ઉત્સવ થાય અનંત,
સહુકો કહે સીતા પરણશે સ્વામી પ્રેમાનંદ.
સીતા પધાર્યાં સ્વયંવરે રે વરવા શ્રી રઘુરાય,
હાથેવાળો સીતાનો સાહ્યો, દીધાં કન્યાદાન.

(દેશી ફેરવીને)

હાંજી હાથેવાળો સાહ્યો, રામરે રાજા જનકરી દે કન્યાદાન,
વર કન્યાનું લે છે દાન તે તો સઘળા જગમાં જાણ.
વાતો વૈકુંઠ લોકે ચાલે, ઋષિપત્ની તે મંગળ ગાય,
મોટા મુનિવર મુહૂરત સાધે વિશ્વકર્મા તે ચોરી બાંધે.
રામ દીઠે તે સર્વ કો હરખે, ત્યાં તો મંગળ પહેલું વરતે,
ત્રીજે મંગળ અતિશે સ્નેહ, સીતા કુંકમ વરણી દેહ.
રામ સીતાના ગુણ સંભારે, ચોથું મંગળ વરતે તે વારે,
એને ગાયત્રી સાવિત્રી જાણે, બ્રહ્મા મુખે વેદ ભણાવે.
રામ સીતા પરણ્યાં પ્રીતે, કંસાર જમે રાજરીતે.
માતા પિતાને પાયે લાગી રે, દુઃખ દારિદ્ર નાખ્યાં ભાંગી.

---

૧ વિદેહની પ્રખ્યાત રાજા 'જનક' તે જ રામાયણની નાયિકા સીતાનો પિતા છે એમ ન માનવું જોઈએ, કારણ સીતાનું પાત્ર કલ્પિત છે, ઐતિહાસિક નથી. જુઓ મેક્ડોનલકૃત History of Sanskrit Literatureનું ભાષાન્તર. (મો. પા. દવે).

સીતાવેલ જે હરખે ગાય, તેને આનંદ મંગળ થાય,
સીતાવેલ તે જેણે જોડી, દાસ કહે છે વછીઓ[1] કર જોડી

( વલણ )

કર જોડી કરે વિનતિ કવિતા કહે વછીઓ દાસ
સીતાવેલ ગાય સાભળે, તેનો વૈકુંઠ વાસ

## જનકજીનો માંડવો

જનકજીને માંડવે પરણે જાનકી શ્રી રઘુનાથ જનક૦
સર્વ લોક જોડી ઊભા હાથ જનક૦
ત્યાં તો આનંદ વાધ્યો અતિ ઘણો જનક૦
ગાય માનુની મંગળ ગીત જનક૦
ગુણ ગણપતિ ગૌરીના ઉચરે કરે આપણા કુળની રીત. જનક૦
આવ્યા રાજ મ ડપથકી જાનકી, તેડી લાવ્યા ગુરુ શતાનંદ "
દેવી પધરાવ્યાં કંચન ચોરીએ સુખ જાણીએ પૂનમચંદ "
પછી માતાની પાસે આવીઆં, રાજા દશરથ જનક બે જોડ. "
એણે શિવગૌરી ઘણા પૂજ્યાં, તેણે પહોચ્યા તે મનડાના કોડ "
ત્યાં તો ગુરુવચને રઘુનંદને કર્યો જાનકીનો કરગ્રહ. "
દીધી દર્ભ સળી વચમાં વળી, તે તો વેદ પુરાણ ને વેણ. "
ત્યાં મિથિલાનાથે હાથે કરી, આપ્યાં વરજીને મધુપર્ક દાન. "

---

[1] કો "વછીઓ" (વિજય) નામનો કવિ જણાય છે.

બેઠા આપ હાથે રે શ્રીફળ ધરી, દેખી વિપ્ર થયા તુષ્ટમાન જનક૦
સોપ્યા રઘુવરને હાથ જાનકી આડી રાખી દર્ભ સળી એક ”
સુખે મંત્ર ભણે પ્રભુ આપથી, જાણે દેવ તણા વિવેક ”
પછે વેળા થઈ જ્યારે લગ્નની આપ્યો જનકે હાથેવાળો હાથ ”
કીધી દર્ભ તણી સર વેગથી, ભણે સ્વસ્તિ સુખે રઘુનાથ ”
બીજી ત્રણ કન્યાને તેણી રીત શુ, પરણાવીને જનક રાજન ”
કર્યા કાર્ય વિવાના વિધાન શુ, વળી દીધા ઘણા સન્માન ”
દીધી ભરતને કન્યા માડવી, પરણ્યા લક્ષ્મણ ઊર્મિલા નામ ”
શત્રુઘ્નને દીધી સુલોચના, થયો આનદ અપાર તે ઠામ ”
ત્યા કુળની રીતે રઘુનદજીને, લાજા હોમ કીધા તેણીવાર ”
રેડે ઘૃત તણી ત્યા આહુતિઓ, આપે ભરી ભરી ફૂલના હાર ”
ત્યા ગૌ મહિષ રથ પાલખી, દાસી ગજ રથ ને ભડાર ”
કન્યાદાન સમય ત્યા આપીઆ, લક્ષ મૂલ્યના લક્ષ તોખાર ”
બીજા જોવા આવ્યા સર્વ દેવના, મળ્યા ગગનમા અનેક વિમાન ”
શુ વરસાવે ફૂલ ફાટે ભરી, જાણે દેવ દેવા બેઠા દાન ”
મન આનદ પામ્યા અક્ષર ઘણા, ત્યા વરસાવે ફૂલની માળ ”
પછી નગ્ન તે ફૂલે સોહી રહ્યુ, ફૂલે શણગાર્યા સર્વ હાર ”
મળી ટોળે ટોળે સર્વ માનુની, ગન્ય મડપમા ન સમાય ”
સુખ ઘુઘટ પટ કરાવ્યા ધરી, ઊભી માનુની મગળ ગાય ”
ભણે વેદ આ ઘણા વેદીઆ, છાંટી અક્ષત દે છે આશિષ ”
રાજા દશરથ જનકના વશમા, સદા ચિરંજીવ જગદીશ ”
વાચ્યા વિપ્રે તે વેગે વશાવલી રાજા જનકનુ ગોત્ર પવિત્ર ”
કુવર કન્યાની પરીક્ષા દેખાડવા, સુખે ઉચારે સાગ ચરિત્ર ”
શુભ ગંધર્વ નાચે ત્યા અપ્સરા, બદી ચારણ માગણ જાત.

મળ્યા માગણ અતિ ઘણા આંગણે, જશ બોલે છે જૂજવે ઠાઠ.જનક૦
રાજા જનકે છે જાચક તેડીઆ, કીધાં રત્ન કનક તણાં દાન."
ગજી વાજી ને વસ્ત્ર નવનવાં, આપી આપી કર્યા રળિયાત."
રામે વિપ્રને મેલ્યા છે મોકળા રત્ન કનક તણા ભંડાર."
બાંધી પોટલાં ઘેર કાઢે ઘણું, નવ ઉપડે બ્રાહ્મણે ભાર.'
રાજા દશરથ દાન આપે ઘણાં, કરી ચોક કનકનો મેર."
મેલ્યા માગણ લોકને મોકળા, કીધી જાચક જોડ કુબેર."
મનુષા વેશ ધારીને દેવતા, વિવાહ જોવા આવ્યા રઘુનાથ."
એકબીજાને ઓળખે નહિ, નવ જાણે તે જાત ને ભાત."
ઘણી ભીડ ભરાણી છે માંડવે, કોઈ બોલ્યું સુણે નહિ કાન"
વાજી વાજીંત્ર દશરથ જનકનાં, વાજે દુંદુભિ ને નિશાન.''
પછે વર-વહુ જોતાં મળી જમે ઘૃત સાકરે રાંધ્યો કંસાર."
આપે ગ્રાસ પરસ્પર પ્રીતશું, કુળ રીતે સીતા ભરથાર."
બાંધો છેડાવટ કુળે ચૂંદડી શોભે કુંવર-કુંવરી તણી વેલ."
જોતાં તૃપ્ત ન થાયે મેદની, ચાલી અમૃતની રસ રેલ."
જમે ભોજન સજ્જન જાનમાં, પકવાન પંચામૃત પાક."
નાના વિધનાં અથાણાં ને રાયતાં, ભાત ભાતનાં સુંદર શાક."
જમે નાતગણ સર્વ દેશના, જમે સઘળા નગરના લોક."
આવ્યાં અન્નપૂર્ણા અન્ન ચૂરવા વળે જમી જમી થોકે થોકે."
વહેંચી શ્રીફળ પુગીફલ સામટાં લોક જાય ધરી ધરી ભેટ."
રાજા દશરથ જનકને જાણીએ, હશે શ્રીધર શિવ જેવા શેઠ."
કરે લોક પરસ્પર વારતા, રાજા દશરથ જનક સમાન."
એણે પૂર્વે તે શિવ પૂજ્યા ઘણું તેણે એવાં થયાં પુણ્યવાન."
એનાં દર્શન પામ્યાં આપણે થયું જાણીએ કોટી કલ્યાણ."

કંઈક આપણે શિવ ગૌરી પૂજ્યાં તેણે પોતાને મનડાની હામ.જનક૦
આપી મણિમાદિકને આજ્ઞા, કીધી તુર્ત સીતાજીએ સાન. "
આજ કાજ અમારું છે એટલું તમે જઈને સુખે કરો જાન "
તેથી અષ્ટ મહાસિદ્ધિ ઉલટે, કરી ધર્યાં કિંકરી કેરો વેશ "
આપ્યા મણિમય નવરંગી ઢોલીઆ, એવા નીપજે નહિ કોઈ દેશ"
ઘણાં નવરંગી રેશમી ગાદલાં, વળી અતલસના ઓછાડ "
ઝીણા ઉપરણા રે ઓઢાડવા, સેજે બંધ બાંધ્યા સુખલાદ "
મોઘાં મશરૂનાં ગાલમશુરીઆં, વળી ઉલેચ છે રંગ ચોડ "
નાનાં મોટાં ઉશીકાં અતલસી આપ્યાં સર્વને સેજે સેજ "
કોઈ વાતની ન્યૂન રાખી નહિ, આપ્યા જાજમ તકિયા અપાર"
એવું જન્મમાં સુખ પામે નહિ, લોક ભૂલી ગયા ઘરબાર "
એમ આદરે પૂરણ કામશું, ત્યાં વરત્યાં છે મંગળ - ચાર "
પછે વરકન્યાને વળાવવા, રાયે કાંધી સામગ્રી સાર "
આપ્યો જડિત જનકને મુકુટ શ્રીરામ ને સીતાને શણગાર સોળ"
ગુરુ વસિષ્ઠને મુકુટ હીરે જડયો, આપ્યાં વૈકુંઠને પટકુળ "
તેણે કુંવરને કીધી પહેરામણી, લક્ષ્મણ ભરત શત્રુઘ્ન વીર "
જોતાં બ્રહ્માદિક ભૂલા પડે તેવાં સામળ ગૌર શરીર "
રાજા મોહી રહ્યા સુખ જોઈને ધન્ય દશરથનો અવતાર "
એવા સર્વ સરખા સુત સાંપડયા ભલા સરજ્યા તે સરજનહાર"
પછે વિશ્વામિત્રને માનથી આપ્યાં ભૂષણ વસ્ત્ર અપાર "
રાજા દશરથને દીધાં ઘણાં મણિ વસ્ત્ર ન થાય વખાણ "
રાણી કૌશલ્યાદિક ત્યાં સર્વને પંચવસ્ત્ર હીરાતણા હાર "
બીજા જાનૈયા સઘળાને આપીઆં વસ્ત્ર કુંડળ કંકણ સાર "
માળી હાલી ચાકરના ચરણના સાથે કરતા મજૂરી અમૂલ્ય. "

તેને વસ્ત્ર વાઘા ઘણા આપીઆ, આપી વસ્ત્ર ને તોખાર ને ગૂલ જનક૦
સર્વ સજ્જન કુટુંબ સંતોષિયું, થયો જાનમાં જય જયકાર "
કાંઈ ન્યૂન રહી નહી લોકમાં મન હરખ્યો સકળ પરિવાર "
પામ્યા મન ગમતી રે પેરામણી, નવ રાખી પરસ્પર ન્યૂન '
જાણી એ આવી મળ્યા સર્વ એકઠા, શિવ કેશવ પૂજ્યાનું પુણ્ય"

## સીતાસ્વયંવર

સીતાસ્વયંવર રચીઓ રે રાય મંડપ રચીઓ,
રૂપ નિહાળી અનુપમ કન્યા, જનકે લીધી પ્રતિજ્ઞા રે–રાય મંડપ
તેડાવ્યા ભૂપ સકળ દેશ દેશ, આવીને કીધા છે ડેરા રે–રાય.
જે કોઈ શિવજીનું ધનુષ્ય ચઢાવે, તે જાનકી કંથ કહાવે રે–રાય
મોટી મનોહર મંડપશાળા, હેમના સ્થંભ હીરાળા રે–રાય
કાંચન મંચ અનુપમ ઢાળ્યા, પધરાવ્યા ભૂપ નિહાળી રે–રાય
કૌશિક મુનિ પાસે રાઘવરાજે, તે રૂપ અલૌકિક છાજે રે–રાય
રઘુપતિ આગળ ભૂપતિ ન્યારા, ચંદ્ર આગળ જેમ તારા રે–રાય
ધનુષપૂજન કાધુ જનક ભૂપાળે, ચદન પુષ્પની માળા રે–રાય
ઢોલ નિશાન ને દુદુભિ વાજે, ઘોર ગગન લગે ગાજે રે–રાય
જનક પાસે ઊભાં જાનકી આવી, ધનુષને પુષ્પે વધાવી રે–રાય
બોલ્યા શતાનદ ગુરુ નૃપ જોઇ, ધનુષ ચઢાવોને કોઇ રે–રાય
એવું સુણીને ઊઠયા મહીપતિ મુખીઆ ભુજબળ સમર્થ સુખીયા રે–રાય
ધનુષ તળે કર ન શકયા ઘાલી, ચંચળ આવ્યા જેમ ચાલી રે-રાય
ઊઠી ઊઠી આવે છે ભૂપતિ બળિયા, કરી શ્રમ પાછા વળીઆ રે–રાય
આવ્યો છે ઇંદ્ર નરેન્દ્રને રૂપે, ન ચઢયુ ધનુષ સુર ભૂપે રે–રાય

વાસુકી આવ્યો અનુપમ વેષે, ધનુષ ફર્યું નહિ શેષે રે–રાય
લંકપતિ લંક બાંધીને ઊઠયો, જાણીએ મેઘ વછૂટયો રે–રાય
દોડયો દશાનન ગર્વે ભરાણો, મન જાણે હું ન્હફરાણો રે–રાય
ચાપ તળે કર દશ ચાંપ્યા, તે દેખીને દિગપતિ કાંપ્યા રે–રાય
ધનુષ તળે ભુજ વીસ ભરાણા, તે કાઢતાં કર કચરાણા રે–રાય
લટથટ દસમુખ મહીપતિ હસીયા, મુકુટ મસ્તકથી ખસીઆ રે–રાય
વીસ ભુજા દશ મસ્તક ધારી, હાર્યો રાવણ અંહકારી રે–રાય
વરૂણ વાયુ આવ્યા નરવાયુ, ધારી ધનુષ થાકી ગયા હારી રે–રાય
દશ દિગ્ગજનો લાગ ન લાગ્યો, સર્વનો ગર્વ ત્યાં ભાંગ્યો રે–રાય
કેટલાક ભૂપ બીન્યા ઉપહાસે ન ગયા પિનાકની પાસે રે–રાય
દશ સહસ્ર મહીપતિ ધસીઆ, ધનુષના ખૂણા ન ખસીઆ રે–રાય.
ન ચડે ધનુષ વળે ભૂપતિ પાછા, તે આછા થકી લાગે આછા રે–રાય
કેટલાક ભૂપતિ મનમાંહે લાજી, શીઘ્ર ચાલ્યા રથ સાજી રે–રાય
જનકની આજ્ઞા માગી ન માગી, તે ગયા ભૂપતિ બળ ત્યાગી રે–રાય
જોયું જનકે કોઈ એ ધનુષ ન ચડીયુ તે પર્વતના પેઠે પડીયું–રાય
જનક જાણે મારી પુત્રી ન પરણી, વીર વિના થઈ ધરણી રે–રાય
ભૃગુપતિએ પૃથ્વી નક્ષત્રી કીધી, વીરકળા હરી લીધી રે–રાય
એણીપેરે સાંભળી લક્ષ્મણે વાણી, લોચન ક્રોધે ભરાણી રે–રાય
ભણેરે પ્રભુ મને આજ્ઞા દીજે તો, ભૂપતનું મનડું પતિજે રે–રાય
કહો તો બ્રહ્માંડને પાટુડે પાડું, નભ લગે અવનો ઉડાડુ રે–રાય
સાત સાગર કહો તો એકઠા ભેળું, આભના તારા ઉકેલું–રાય
નિર્વીર પૃથ્વી જનકજીએ જાણી, ન શક્યું ધનુષ કો તાણી રે–રાય
પ્રભુ તમ આવે જો ધનુષ ન ભાગે, તો રવિકુળ લાંછન લાગે રે–રાય
સાંભળી ભ્રાત વાર્યા રઘુનાથે, આપણ છાએ મુનિ સાથેરે–રાય

આજ્ઞા વિના કાંઈ કામ ન થાયે, સેવા તણું ફળ જાયેરે–રાય
સાંભળી ઋષિ હસી બોલ્યા મુખથી ધનુષ ચઢાવોને સુખેથીરે–રાય
રામ રઘુવર, કેસરી કહાવે શંભુનું ધનુષ ચઢાવો રે–રાય
મુનિવરનાં સુણી વાક્ય કર્ણે, ઊઠી પ્રભુ લાગ્યા ચરણે–રાય
કટિના પલવટ સાથે ન વળી, ન બાંધી પાઘ સભારી રે–રાય
સેજે ધર્યું જઈ ધનુ ત્રિપુરારી, તે લાગ્યું કુસુમ જેવું ભારી રે–રાય
તાણી વિનાયક કર્યા ત્રણ કટકા, એ આભ લાગે કોઈ લટક્યારે–રાય
સપ્ત પાતાળેથી પન્નગ ભડક્યો, ભાનુ તણો તુરી ભડક્યોરે–રાય
હલમલ્યો કુરંગ ધનુષ કડાકે, દિગ્ગજ ભાગ્યા ભડાકે રે–રાય
દેવ રહ્યા દંત આંગળી ઘાલી, જોવા આવ્યા સહુ ચાલીરે–રાય
કોઈ કે ભગ્ન કોઈ દડ કિશોરે, ભય વિના ભાંગ્યું છે જોરેરે–રાય
કોઈ કે ભૂપતિ એવું કરીએ, જાનકી ભેટી વરીએરે–રાય
કોઈ જાણ્યું અજાણ્યું ન ભાખો, બોલ્યા વિના બળ રાખોરે–રાય
જેણે શરાસન શંભુનું ભાંગ્યું સહસ્ર અખંડિત ગાજ્યું રે–રાય
તે આવે યુદ્ધ કર કેમ ચાલે, મારા મહીવડે ઘાલેરે–રાય
કોઈ કહે ભૂપ ચાલો રથ જોડા, ભોડ થાય જેમ થોડીરે–રાય
ભક્ત ભૂપતિ ઘણું મનડામા હરખે, તે રૂપ રાઘવ તણું નીરખે–રાય
દેવનાં દુદુંભિ વાગ્યાં છે વ્યોમે, વરસે કુસુમ ઘણા ભોમેરે–રાય
આપી રઘુવરને વરમાળા, આવીને જાનકી બાળારે–રાય મંડપ

## રૂક્મણીવિવાહ[1]

## રાગ–ધોળ

### કડવું–૧

કુંદનપુર વિવાહ રચ્યો ભૂપતિ ભીમકરાય,
કન્યા તે દેવા શ્રીકૃષ્ણને આનંદ ઉર ન સમાય,
રુકમૈયે તે જાણીયું ઉર વ્યાપ્યો અતિશય કાળ,
કન્યા ન આપું શ્રીકૃષ્ણને એ છે ગાયોતણો ગોવાળ
રુકમૈયાનું મન મેલું ને તેડાવ્યો શિશુપાળ,
રૂક્મણીએ તે ખબર જાણીને અંતરે ઊઠી ઝાળ,
દૂર ઘણી દ્વારામતી રહ્યો લગ્ન વચ્ચે દિન એક,
અંતર્યામી આવજો રાખજો મારી ટેક.
એવું તે કહીને કુંવરી બેઠી કાગળ લખવા ખાસ,
મુક્તાનંદ કહે માનુની થઇ જગત થકી ઉદાસ.

### કડવું–૨

મારી સાર લેજો અવિનાશીરે, જાણી જન્મોજનન્મની દાસી રે
વાંચી કાગળ વેલેરા આવો રે, મારા તનનાં તાપ બુઝાવો રે
દિન એક લગન વચ્ચે જાણી રે, વહેલા આવજો સારંગપાણિ રે
મેં તો તમ અર્થે તન કરીયું રે, મેં તો તમચરણે ચિત્ત ધરીયું રે
જોતાં વાટ નહિ આવો વહેલા રે તજું પ્રાણ લગન થકી પહેલા રે
કહે મુક્તાનંદ મુરારિરે વહાલા રાખજો ટેક મુરારિ રે

---

૧ 'સ્વામી' પથીનું આ ગીત ખૂબ જ સુંદર હોઈ સંગ્રહમાં સ્વીકાર્યું છે. 'કૃષ્ણ–વિવાહ' સાથે આ સરખાવવા જેવું છે.

લઈને કાગળ વિપ્ર સીધાવ્યો હરિની કરુણાથી દ્વારકા આવ્યો.
દેખી દ્વારકા મહાસુખ ધામ જેના રાજા છે સુંદર શ્યામ.
વહેલે વિપ્રને આવતાં જાણી ઊઠયા સન્મુખ સારંગપાણિ.
પૂછી ક્ષેમ ને કાગળ લીધો વાંચી પત્ર હેયે દઢ કીધો.
પૂછ્યું વિપ્રને દઈ ઘણું માન જાવા તૈયાર થયા ભગવાન.
સાથે વિપ્રને રથમાં બેસારી ચાલ્યા કુંદનપુર મુરારિ રે.
એવા ભક્તવત્સલ શ્રી ગિરધારી જાય મુક્તાનંદ બલિહારી.

કડવું-૪

માનુની મનમાં ચિંતવે કેમ ન આવ્યા સુંદર શ્યામ?
વાર થઈ કેમ વિપ્રને નવ સર્યું મારું કામ.
જો નહિ આવે જદુપતિ તો તજીશ મારા પ્રાણ
એવામાં દ્વિજ આવીયો જેમ આવે રામનું બાણ
વિપ્રવદન જોઈ વનિતા મન આનંદ વાધ્યો અપાર,
પ્રાણજીવન પધારીયા જગજીવન જગ આધાર.
કુંદનપુર હરિ આવીયા સુણી ભૂપતિ ભીમકરાય,
સામા જઈ સન્માન કીધું આનંદ ઉર ન સમાય.
ત્રિકમ તોરણ આવીયા વર્ત્યો તે જયજયકાર,
મુક્તાનંદ કહે માનુનીના પુણ્ય તણો નહી પાર.

કડવું-૫

દેવીપૂજાની મસ લઈ પ્યારી રે ચાલી નીરખવા કુંજવિહારી રે.
સાથે લીધો પૂજાનો સામાન રે નેણે નીરખવા શ્રી ભગવાન રે.

-હરિ ભક્ત અનાદિના માની રે ભાવે પૂજીયાં શ્રી ભવાની રે.
વળતાં રૂપ પ્રકાશિયું ખાળી રે પ્રેમે પામવા શ્રી વનમાળી રે.
સંગે અસુર હતા રખેવાળ રે દેખી રૂપ પડચા તત્કાળ રે
વેગે આવીયા અંતર્યામી રે મળીયા મુક્તાનંદના સ્વામી રે.

કડવું-૬

કર સાહીને રથ પર લીધાં મનવાછિત કારજ સીધાં.
કન્યા હરણ કરીને હરિ વળીયા સૈન્ય સોત ત્યાં બળભદ્ર મળીયા.
વસે રુકમૈયો ચડચો શિશુપાળ રે કન્યા કેમ કરી લેશે ગોવાળ ?
બાંધી દ્વરકા માંહિથી લાવું નહિ તો પુર માંહી પાછો ન આવું.
જઈને જદુપતિ સંગ જુધ કરીયો વહાલે સર્વતણો મદ હરીઓ.
રુકમૈયાની વાઢી છે દાઢી, કાપી કેશને મૂકયો છે કાઢી.
રૂક્ષ્મણીના શોક નિવારી મુક્તાનંદ કહે પધાર્યા મુરારિ.

કડવું-૭

માધવપુરનો માંડવો આવે જાદવકુળની જાન.
પરણે તે રાણી રૂક્ષ્મણી વર વાંછિત શ્રી ભગવાન.
જાદવ જાનૈયા થયા વળી માડવીયા પણ સોય,
વિધિસહિત વિવાહ રચ્યો કસર ન રાખી કોઈ.
માણેકસ્થંભ મંડપ રચ્યા મધ્યે ચોરી બાંધી સાર,
મોહન આવ્યા માયરે કોટી ભવનના કિરતાર.
માથે તે મુગટ જડાવનો કાને કુંડળ મકરાકાર,
બાજુબંધ બેરખાં કોટે કૌસ્તુભમણિના હાર.
૧ભે ઘણા શણગારમાં પીતાંબર અતિ ઉદાર,
હેમ કડાં બેઉ હાથમાં પાયે ઝાંઝરનો ઝમકાર,

વહાલાનું વદન સોહામણું જાણે ઊગ્યો પૂનમનો ચાંદ,
મુક્તાનંદ કહે મોહન વરને જોઈ થયો આનંદ.

કડવું-૮

વળતી લાડકીને શણગારીરે પીઠી ચોળીને પાટ બેસારી રે.
લીલી સાડી ધરી તન સારી રે જેણે રીઝે શ્રી ગિરધારી રે.
સોળે શણગાર અંગોઅંગ ધારી રે ચાલી ભેટવા દેવમુરારિ રે.
સંગે માનુની મંગળ ગાયરે તેની શોભા વર્ણવી ન જાય રે.
એવી રીતે તે મધ્યે આવ્યારે તેડી પિયુજી પાસે પધરાવ્યાં રે.
કર સાહ્યો ચરાચર સ્વામી રે નારી માધ્વરે મહાસુખ પામીરે.
શોભે માધ્વરે મહા સુખકારી રે જાય મુક્તાનંદ બલિહારી રે.

કડવું-૯

વરકન્યાની જોડ બિરાજે જોતાં કોટિ કામ છળી લાજે,
વાગે દેવનાં વાજાં અપાર પરણે અખિલ ભુવનના આધાર.
બ્રહ્મા ઉચરે વેદ વચન જયજયકાર થયો ત્રિભુવન,
ચારે ફેરા હરિ સંગ ફરીય નારી જગના છગજીવનને મળીયાં.
શોભે અખંડ અલૌકિક જોડ માથે બત્રીશ ભમરીનો મોડ,
લારોલાડી જમે છે કંસાર જેનો નિગમ ન પામે પાર,
મુક્તાનંદ કહે મહાસુખકારી એવાં ચરિત્ર કરે ગિરધારી.

કડવું-૧૦

કંસાર જમતાં કામનો બોલે વિવિધ વચન રસાળ,
શ્યામસુંદર તે સાંભળે હસતાં બોલે તે દીનદયાળ.
બંદીજન જયજયકાર કરે ગાય ગાંધર્વ મધુરાં ગાન,
અનંત નાચે અપ્સરા સૂર આવ્યાં ચઢી વિમાન.

બ્રહ્માદિક સૂર પુષ્પની વૃષ્ટિ કરે તે વારંવાર.
ઢોલ નગારા ગડગડે વાજીંત્રોનો નહિ પાર,
ચારે મંગળ વરતિયાં વરકન્યાની ભલી બની જોડ,
રૂક્ષ્મણી લઈને આવીયા દ્વારકાં શ્રી રણછોડ.
દીન જાણીને દયા આણી પૂરી મનની આશ,
મુકતાનંદ કહે ચરણસેવા દઈને રાખ્યાં પાસ.

કડવું-૧૧

શ્રીકૃષ્ણ પરણ્યા રૂક્ષ્મણીને આવ્યાં તે નગર મોઝાર,
જેણે એ વિવાહ નીરખિયો તેના પુણ્ય તણો નહિ પાર.
પ્રેમેશું માતાએ પોખીયા જગજીવન જગ આધાર,
લઈ ઉમંગે શ્યામનાં વારણાં વારંવાર
પુરવાસી સહુ પ્રેમશું નીરખતાં નટવર નાથ,
રૂક્ષ્મણીએ જે ધારીશું તે સાચું કીધું શ્યામ.
ભક્તજનનાં લાડ પાળે એવો છે કરુણાનો ધામ,
અધમ જન ઓધારવા થયા મનુષ્યરૂપે મહારાજ,
પાવન જશ વિસ્તારીઓ સુણતાં તે સીજે કાજ.
નરનારી જે રૂક્ષ્મણીનો વિવાહ શીખે ને ગાય,
તેને તે રીઝે શ્રીહરિ સર્વે પાતક પ્રલય થાય.
શેષજી પાર ન પામીયા કહેતાં હરિયશ સાર,
તોય તેનાં ગુણ ગાવતાં જાણીને અધમ ઓધાર.
મુક્તાનંદ કહે મહાપ્રભુના અચળ જુગ જુગ જોડ,
સૌ જન સાંભળો તે બોલો જય રણછોડ.

## ઊઠોને ભોળી

ઊઠોને ભોળી, વીછળોને ગોળી[૧]
મહીડાં વલોવે ઓટ્યુ ર તણા રે.
મહીડાં વલોવશે મારી ... ...ભાઈની માડી રે
પેરણુ પટોળી ઓઢણુ ચૂંદડી [૨]
લાશક ભણે રે લખમી કીયા ભાઈ ઘેર જાશુ રે ?
જે ભાઈ ઘેર પરભાતે પાણ નળે
લાશ ભણેરે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે ?
જે ઘેર બાપ દીકરો લેખા કરે.
લાશ ભણેરે લખમી કીયા ભાઈ ઘેર જાશુ રે ?
જે ઘેર પુતર કેરાં પારણાં.
લાશ ભણે રે લખમી કીયા ભાઈ ઘેર જાશું રે ?
જે ઘેર વરધ ઉતાવળી.
લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશું રે ?
જે ઘેર સામી ભીતે સાથિયા
લાશ ભણે રે લખમી કીયા ભાઇ ઘેર જાશુ રે ?
જે ઘેર પોપટ કેરા પાંજરાં

---

૧ ૨૨ મેવાણીએ આ ગીત " ચૂંદડીમા લીધું છે
૨ બેસો.
૩ ઉધમ ( સંસ્કૃત લક્ષ્ય ઉપરથી )

## લીલુડા વાંસની વાંસળી

લીલુડા વાંસની વાંસળી મારે જાનમાં વાગતી જાય,[1]
ગામને પટેલોએ પૂછીયું આ ક્યાંનો રાજા જાય ?
નથી રાજા નથી રાજવીર, મારે...ભાઇ પરણીને જાય,
—લીલુડા વાંસની....

ગામની પાણિયારીએ પૂછીયું આ ક્યાંનો રાજા જાય,
નથી રાજા નથી રાજવીર, મારે...ભાઇ પરણીને જાય
—લીલુડા વાંસની ...

ગામને ગોવાળીએ પૂછીયું આ ક્યાંનો રાજા જાય ?
નથી રાજા નથી રાજવીર, મારે....ભાઇ પરણીને જાય
—લીલુડા વાંસની....

[1] આ ગીત સ્વ૦ મેઘાણીએ 'ચુંદડી'માં લીધું છે.

## નીંદરડી નેણાં ઘેરી રહી

રાજ પેલડા પોરની નીંદરડી,
નીંદર બાજે રે...ભાઈની સેજ,
નીંદરડી નેણાં ઘેરી રહી.

ગોરાં...વહુ જગાડે જાગે નહિ,
પોઢયા જાગોરે...ભાઈના વીરા,
નીંદરડી નેણાં ઘેરી રહી.

તમે કાં કંથ પીધા કસુંબલા ?
તમે આરોગી કાં તો લીલુડી ભાંગ,
નીંદરડી નેણાં ઘેરી રહી.

અમે નથી રે પીધા કસુંબલા,
અમે આરોગી નથી લીલુડી ભાંગ,
નીંદરડી નેણાં ઘેરી રહી.

અમે દરબારેથી મોડા આવીયા,
આપણા ઘેર રે...ભાઈના વીરા,
નીંદરડી નેણાં ઘેરી રહી.

---

સ્વ. મેઘાણીએ આ ગીત 'ચૂંદડી'માં લીધું છે.

## ચૂંદડી પંચવલું કરે ત્યારે માંડવે જઇ ગાવાનું ગીત

સમોવડ સમોવડ ભડ મળ્યા રે, સમોવડ હુવો રે વિવાહ,
મેં તને કીયા વેવાઇ વારીયો રે, કીયા ભાઇનો વાદ ન લઈશ,
કીયો ભાઇ છે ગણ્યો ગણ્યો રે, રાધે કળશીનો કૂર
જૂમ્યાનો ભડ માળવો રે તરસ્યાનો વિશ્રામ—
સાજન જમાડે સો મળી રે રવિ ઉગમતે શૂર,
કીયા ભાઇને ઘેર હાથણી રે, રવિ ઉગમતે શૂર.
કીયા વેવાઇને ઘેર પડી રે રાંધે ટોપલાનો કૂર,
છૈયો ને ભૈયો બે જમે રે રવિ આથમતે શૂર.

### જાનવાળાં માન માગવા માંડવે જાય તે વખતે ગાવાનાં ગીત

#### (૧) અમને માન દો

અમને માન દો, અમને માન વેવાયો માન દોરે,
અમે માન સરીખાં વેવાયો આવીયાં રે–
અમને આઘે ને આઘે કીયા ભટો[1] દેળવ્યાં રે
અમને માન દો અમને માન દો વેવાયો.

[1] કુટુંબના જમરાનું નામ અત્રે લેવાય છે.

## (૨) લાડી માડી સૂતેલાં જાગો

લાડી માડી સૂતેલા જાગો, વર માડી બેસણુ માગે,
ડુંગર પરથી ગવરી આણાવો, તેના દૂધડીઆ દોવરાવો,
અમારે છે કેઈ ભાઈ અટકણુ દૂધ વિના પગ ન પૂએ.
( એવી રીતે વારાફરતી સૌને ગવાય છે )

## થાળ ભર્યો મુક્તાફળ મહી રે

થાળ ભર્યો મુક્તાફળ મહી રે સોનયાનુ જાળું રે,
આવ રે વહુવારુ તને દેખાડુ મન્જૂસનુ તાળુ રે.
થાળ ભર્યો મુક્તાફળ મહી રે સોનૈયાની રેખ રે,
આવ રે વહુવારુ તને દેખાડું તારા ઘરની ટેક રે.
થાળ ભર્યો મુક્તાફળ મહી રે સોનૈયાનો કટકો રે,
આવ રે વહુવારુ તને દેખાડુ તારી જેઠાણીનો મરકો રે.

## મારી જાન થોડા જમી રે

વેવાઇએ વેવાઇને તેડીયારે ગણેશ માંડયા છે ઘેર,
મારી જાન થોડા જમી રે....
નવટાંકે જમશે નવ જણા રે, પાશેરે જમશે પચાસ,
મારી જાન૦
જે દિનાં કીયો વેવાઇ જનમીયારે, તે દિના સાંચેલા ઘીય,
મારી જાન૦
જે દિનાં કોઇ વેવાણ જનમીયાં રે તે દિવસનાં રાંધેલાં અન્ન,
મારી જાન૦
કોઈ વેવાણુ આપે છે અથાણું રે કાચલીમાં કાંકરાનો ભોગ,
મારી જાન૦

## લાડડી ટોડડા જેવડી રે[1]

લાડડી ટોડડા જેવડી રે, લાડી આવડા દહાડા તમે કયાં રહ્યાં રે.
દિવસે સૂતી ને રાતે જાગતી રે,હું તો કીયા ભાઈ સસરાને માગતી રે.
દિવસે સૂતી ને રાતે જાગતી રે, હું તો કોઈ બાઇ સાસુને માગતી રે.
દિવસે સૂતી ને રાતે જાગતી રે, હુ તો કોઇ બાઈ નણંદને માગતી રે.
દિવમે સૂતો ને રાતે જાગતી રે, હું નો કીયા ભાઈ દિયરને માગતી રે.
દિવસે સૂતા ને રાને જાગતી રે, હુ તો કીયા ભાઇ જેઠને માગતી રે.

---

૧ આ ગીત સ્વ. મેઘાણીએ ' ચૂંદડી ' માં લીધું છે. જો કે ઘણા થોડા ફેરફાર સાથે છે અને થોડું ટૂંકું છે જુઓ ' ચૂંદડી ' ભાગ ૧, પાનું ૧૨૭.

# નહિ નમે હો નહિ નમે

વેવાઈઓનો માંડવો રે, કાંઈ ભટે શણે ઘેરીયો રે—
નહિ નમે હો નહિ નમે રે કીયા ભાઈનો દોહિત્ર નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે કીયા ભાઈનો પહુત્ર નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે કીયા ભાઈનો ભોજી નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે કઈ વહુનો જન્મ્યો નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે કીયા ભાઈનો ભાણેજ નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે કીયા ભાઈનો ભત્રીજો નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે કીયા ભાઈનો બેલી નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે કેઈ બાનો વીરો નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે કરુણાકર કુંવર નહિ નમે રે–
નહિ નમે હો નહિ નમે રે નાણાંનો બળીઓ નહિ નમે રે–

## એક ઝારા ઉપર ઝારી રે

એક ઝારા ઉપર ઝારી રે, એક વહુવર થઈ અમારી રે ?
મારે કેઈબાનાં કહીયાં કરશે રે, ઓલી કેઈના બાલ કાને ધરશેરે.
એક ઝારા ઉપર ઝારી રે, એક વહુવર થઈ અમારી રે.
મારે કીયા ભાઈનાં કહી યાંકરશેરે, ઓલ્યા કીયાના બોલ કાને ધરશેરે ?

## પંચવલો[1] બેસે તે વખતનું ગીત

પાંચ મણીકો લાડવો રે, પીરસ્યો છે કીયાને ભાણે—
મણીકો લાડવો રે—
જમતાં તે ઊંયર સાંભરી રે, મેલ્યો છે પર ભેટમાંહિ—
મણીકો લાડવો રે—
માંડવા વચ્ચે છૂટી પડ્યા રે, મસ્તાને કર્યો રે ફજેત—
મણીકો લાડવો રે—

## જાન ચલામણી વખતનાં ગીતો

### (૧) લ્યોને રે લાડી કચોળડાંર

લ્યોને રે લાડી કચોળડાં જમોને વાર બે ચાર રે—
પછે રે જમશોરે સાસ રે, જમશો ઉચ્છિષ્ટ વાર રે—
કૂર જમશો દીવાલડી રોટલી આદિતવાર રે—
એક જમશો રે બપોર કે, બીજલું માઝમરાત રે—
ઘેડી[3] રે ચાલ્યાં સાસરે રે, રોઇ રોઇ ભરીયાંતળાવ રે—
ટાબશડે મુખ લ્હોઇ ત્યાં સરોવર ધોયા છે પાય રે—
ઘેડી રે ચાલ્યાં રે સાસરે, દાદો વળાવાને જાય રે—
ઘણું રે જીવો મારા દાદાજી, માતા સુવાસણી હોય રે—

---

૧ 'पल्लवक्रम' ઉપરથી પંચવલુ, વરની જોડે તેના પાંચ ગોઠિયા જમવા બેસે તે રિવાજ.

૨ આ ગીત સ્વ૦ મેઘાણીએ 'ચૂંદડી'માં લીધું છે. જુઓ ચૂંદડી ભાગ ૧.

૩ દીકરી

ઘેડી રે ચાલ્યાં રે સાસરે, વીરો વળાવાને જાય રે–
ઘણું રે જીવો મારા વીરાજી, ભાભી સુવાસણ હોય રે.

(૯) લીલુડા રે વાંસની વાંસળી !

લીલુડા રે વાંસની વાંસળી શેરડીએ વાગંતી જાય રે–
ગરવા રે બાપની બેટડી કેઈબા સાસરે જાય રે–
મેલ્યાં રે ઢીંગલાં પોતીયા મેલ્યો છે સહિયરોને સાથ રે–
મેલી રે બાપની ગોઠડી લીધી છે સસરાની ગોઠ રે–
મેલી રે માયની ગોઠડી લીધી છે સાસુની ગોઠ રે–
મેલી રે વીરની ગોઠડી લીધી છે દિયરની ગોઠ રે–
મેલી રે બેનની ગોઠડી લીધી છે નણદની ગોઠ રે–
હું તમ પૂછું લાડકડીવર તજ અંબોડલે સાથી રે–
એણે રે સમધીડે કીયા ભાઈ એ સ્થભ બ ઘાલ્યા છે હાથી રે–
હું તમ પૂછું લાડકડાવર તજ અંબોડલો ઘોડો રે–
એણે રે સમધાડે કીયા ભાઈ એ સ્થભ બ ઘાલ્યો છે ઘોડો રે–
હું તમ પૂછુ લાડીકડીવર તજ અંબોડલે હેલ રે–

---

૧ આ ગીત એટલું હૃદયદ્રાવક છે કે પ્રસંગે ગાનાર તથા સાંભળનાર બંનેની આંખમાં આંસુ જ આવી જાય છે, અને હૃદય ભરાઈ જાય છે ગીતનો રાગ પણ એટલો ભાવાનુરૂપ છે કે તેના સ્વરો સચોટ અસર હૃદય પર મૂકી જાય છે. કન્યાના ઘણા જ નજીકના સગા તો તો આખું ગીત ગાઈ જ નથી શકતાં ! મેં જ્ઞાતિના જેટલા લગ્નપ્રસંગોમા હાજરી આપી છે તે દરેક ઠેકાણે આ ગીત આખું ગવાતું સાંભળ્યું જ નથી એટલો લાગણી ભર્યો એનો રણકો છે જાન ચલામણી વખતના ગીતો આ સંગ્રહમા જેટલા હૃદયદ્રાવક અને કરુણ ઢાળવાળા છે તેટલા હજી બીજે ક્યાય ખાસ જોવા મળ્યા નથી.

એણે રે સમધીડે આપી સજુતીય વેલ રે–
વેલ સજુતી રે ગાદલી ચોઘે રે મગગ ગાય રે–
હુ તમ પૂછુ લાડકડાવર સાસરે શુ શુય જમ્યા રે–
સેવ સુવાળી રે લાપશી ખાજલા માહી ખજૂર રે–
હુ તમ પૃછુ લાડકડાવર સાસરે શુ શુય પહેર્યુ રે–
પહેર્યો રે ઓતગ ગોતર, બગધીએ વાળ્યા છે નોતર

## (૩) ઓખાબાઈ રે તમે ચાલણુહાર

ઓખાબા× બા રે તમે ચાલણહાગ, સાદ કરો સહાયરો તણા રે–હા–
નહિ મળીએ રે બીલુ વાર, દૂર સાસરાં છે તણુ તણુ રે–હા–
તમે જાઓ છો શ્રીકૃષ્ણની પાસ, અમે સઘગા અહીં રહ્યા રે–હા–
તમે લાગજો રે લક્ષ્મીને પાય, ઊડા હેવાતણ માગજો રે–હા–
તમે નહાજો રે ગોમતી માહ્ય ત્યા અમને સભાળજો રે–હા–
તમે નહાજો રે નિરમળ નીર, બાણાસુરકુળ તારજો રે–હ –
નહિ મળીએ રે બીજી વાર દૂગ સાસરા છે તમ તણાવ રે–હા–

---

×આ ગીતનો રાગ પણ તેના અર્થના ભાવાનુરૂપ હોઈ સમુહમાં ગાતા કરુણ રસ ખરેખર વિકસતો જણાય છે ગીત ખરેખર સારુ કહી શકાય

# (૪) ટોડે તે બેઠી

×ટોડે તે બેઠી ચરકલડી રે, દાદા વેણુ સુણી સુણી લેજો
અમારા દાદાજીને હાથીડા ઝાઝા તે બાને સાસરે દેજો
સંપત્ત હોય તો દેજો દાદા મારા જીભલડીએ જશ લેજો
જીભલડીએ જશ લેજો દાદા મારા'હાથ જોડી ઊભા રહેજો×
ટોડે તે બેઠી ચરકલડી રે, કાકા વેણુ સુણી સુણી લેજો
અમારા કાકાજીને ઘોડલાં ઝાઝાં તે બાને સાસરે દેજો–
સંપત્ત હોય તો દેજો કાકા મારા, જીભલડીએ જશ લેજો
જીભલડીએ જશ લેજો કાકા મારા હાથ જોડી ઊભા રહેજો
ટોડે તે બેઠી ચરકલડીરે, વીરા વેણુ સુણી સુણી લેજો–
અમારા વીરાજીને વેલડીયો ઝાઝી તે બાને સાસરે દેજો
સંપત્ત હોય તો દેજો વીરા મારા જીભલડીએ જશ લેજોરે
જીભલડીએ જશ લેજો વીરા મારા હાથ જોડી ઊભા રહેજો.

---

× ગીત ખરેખર સારું કહી શકાય. ઢાળ પણ સુંદર છે. કરુણ-રસને અનુરૂપ. જાન ચલામણી વખતનાં ગીતોમાંનું એક શ્રેષ્ઠ ગીત ગણી શકાય.

× કેટલું કરુણ? 'સંપત હોય તો દેજો...' નહિતર 'હાથ જોડી ઊભા રહેજો...' દીકરી આથી વધુ આ પ્રસંગે પિતાને–દાદાને –વીરાને–કહી પણ શું શકે?

## (૫) રા'નીકુંવર ચાલ્યાં સાસરે રે *

ઓખાને પારવતી એમ કહ્યું રે,
મનગમતાં કાંઇ પહેરોને આભરણ,
રા'નીકુંવર ચાલ્યાં સાસરે રે....

માયા ધરો માય ને બાપ–
પનોતી ચાલ્યાં સાસરે રે...

દાદાજીનો મંડપ રચાવતી રે–
માતાજીને દેની રે આશિષ

રા'નીકુંવર ચાલ્યાં સાસરે રે....
વીરાજીનો તલક બનાવતી રે—
ભાભીજીને દેતીરે આશિષ—
પનોતી ચાલ્યાં સાસરે રે.....

સાજનોને દેતી રે બહુ માન ઘણાં રે,
કટમને દેતીરે આશિષ...
રા'નીકુંવર ચાલ્યાં સાસરે રે—

માયા ધરો માય ને બાપ,
પનોતી ચાલ્યાં સાસરે રે.....

---

* જાન ચઢામણી વખતે ગવાતું આ ગીત પણ કરુણરસથી ભરપૂર છે. રસને (કરુણરસને) અનુરૂપ રાહ પણ ખૂબ જ સુંદર છે.

### ( ૬ ) ઢોલીડા ધડુક્યા લાડી

ઢોલીડા ધડુક્યા  લાડી ચાલો આપણે ઘેર રે*
ઊભા રો તો માગું મારા દાદાજીની શીખ રે
હવે કેવી શીખ રે લાડી ? હવે કેવા બોલ રે ?
પરણ્યા એટલે પ્યારાં લાડી ચાલો આપણે ઘેર રે.
ઊભા રો તો માગું મારા વીરાજીની શીખ રે.

## કન્યાને વળાવ્યા બાદ વળતાં ગાવાનું ગીત

ગઢ રે રૂડો કીયા ગામનો, ચોય પાસ ગોખલે જાળી રે–
ઘર રે રૂડાં ફલાણા તણાં ઘેર મીઠા બોલી છે નાર રે–
કોઈ વહુ કાચની પૂતળી, પાહોલે ગાયશે ચીર રે–
તમારો રે સશરો વેવારીઆ, કથ છે બાવન વીર રે–
કેમ કરી થયા રે વેવારીઆ, કેમ કરી બાવન વીર રે–
ગરથે શું થાય રે વેવારીઆ, સમરથે બાવન વીર રે.

* દરેક સગાંનું નામ લઈ એની એ જ પંક્તિઓ પુનઃ ગવાય છે.

## ને પક્ષો છૂટા પડે ત્યારે વરવાળાં ગાય તે ગીત[1]

આજ ભરીયાં સરોવર છલીયાં રે આનંદભર્યા
આજ માવડીનો કીયો ભાઈ પરણ્યા રે આનંદભર્યા.
મેં જાણ્યું કીયો ભાઈ જૂઠા રે આનંદભર્યા.
આજ મોભી પરણીને ઊઠયા રે આનંદભર્યા.
મેં જાણ્યુ કેઇ વહુ જૂઠાં રે આનંદભર્યા.
આજ જન્મ્યો પરણીને ઊઠયા રે આનંદભર્યા
મે જાણ્યું કીયો ભાઈ જૂઠા રે આનદભર્યા

## કેકરડી ઉડાડવા જતી વખતે રસ્તામાં ગાવાનું ગીત

.રડીએ જાતા રે અગર બહેકયા રે, વાહોલીઆ ફરકયા રે–
વહુવર વીંઝણો રે....

એના દાદાજીનાં રાજ્ય દીએ ઘોડલાં ખેલવે રે–
રાતે ને રમે રે રાણીજાયો સોગઠે રે.
સોનાનાં સોગઠા પરવાળાંના પાસા રે–
ચારે ને ચોપાસે રાણીજાયો રમી વળ્યા રે.

---

૧ સ્વ૦ મેઘાણીએ આ ગીત 'ચૂંદડી'મા લીધુ છે— થોડા ફાર સાથે છે.

# સીમંતનાં ગીતો

## (૧) કંકોતરી¹

સ્વસ્તિશ્રી પુર તે દ્વારામતી, રાય યુધિષ્ઠિર તે ધર્મરાય,
વીરા વહેલા આવજો–॥ ધ્રુ ॥

દેર દુંદાળાને તેડજો, એ છે પારવતીના પ્રાણ–
વીરા... ॥ ધ્રુ ॥

વીરા ગુરુજી તમારી સંગે તેડજો, પવિત્ર પિતા વસુદેવ–
વીરા.... ॥ ધ્રુ ॥

જોડે જનુની ને દેવકી રોહિણી, બીજા બે ચાર માત ને તાત
વીરા.. ...॥ ધ્રુ ॥

રાણી રુકમણિજી ને રેવતી, સોળ સહસ્ર ને એકસો ને આઠ
વીરા......॥ ધ્રુ ॥

સીડભજન મારી ભાભીઓ, હું તો જોઉં ઠકરાણાના ઠાઠ
વીરા ...॥ ધ્રુ ॥

---

૧ આ ગીત જનોઈ તેમજ સીમંત એમ બન્ને પ્રસંગોમાં ગવાય છે સીમન્તના પ્રસંગના ગીતોમાં પ્રસ્તુત સંગ્રહમાં જે લીધા છે તે ભાવ, અર્થ અને ઢાળમાં ખરે જ અનન્ય (Peerless) છે 'કંકોત્રી' અને તેની આગળ આવતું 'મોસાળું' એ બન્ને ગીતો ગવાતી વખતે વૃંદના ઘણા સ્ત્રી-પુરુષોને આંસુ સાથે મેં જોયા છે. બીજા કોઈ સંગ્રહમાં તેટલા સુંદર ગીતો, આ પ્રસંગના નથી જોયા.

## અને પક્ષો છૂટા પડે ત્યારે વરવાળાં ગાય તે ગીત[1]

આજ ભરીયાં સરોવર છલીયાં રે આનંદભર્યા
આજ માવડીનો કીયો ભાઈ પરણ્યા રે આનંદભર્યા.
મેં જાણ્યું કીયો ભાઈ જૂઠા રે આનંદભર્યા.
આજ મોભી પરણાવીને ઊઠયા રે આનંદભર્યા.
મેં જાણ્યું કેઇ વહુ જૂઠાં રે આનંદભર્યા.
આજ જન્મ્યો પરણાવી ઊઠયાં રે આનંદભર્યા
મે જાણ્યું કીયો ભાઈ જૂઠા રે આનંદભર્યા

## ઉકરડી ઉકાડવા જતી વખતે રસ્તામાં ગાવાનું ગીત

ારડીએ જાતા રે અગર બહેકયા રે, વાહોલીઆ ફરકયા રે–
વહુવર વીંઝણો રે....

એના દાદાજીનાં રાજ્ય દીએ ઘોડલાં ખેલવે રે–
રાતે ને રમે રે ગણીજાયો સોગઠે રે.
સોનાનાં સોગઠાં પરવાળાંના પાસા રે–
ચારે ને ચોપાસે રાણીજાયો રમી વળ્યા રે.

---

૧ સ્વ૦ મેઘાણીએ આ ગીત 'ચૂંદડી'માં લીધું છે— થોડા ફેરફાર સાથે છે.

પાંચે પાંડવ જગને આરંભીયો, કામ કંકાતરીને કાજ,
વીરા.. ...॥ ધ્રુ ॥
મારી ભાભીએ નીરજાવીઓ, કામ કંકોતરીને કાજ,
વીરા.. ...॥ ધ્રુ ॥
વિપ્ર જમી કરીને ઊઠીઆ, આપાં દક્ષિણાને લાગ્યા છે પાય
વીરા.. ....॥ ધ્રુ ॥

(૨) પગલાં ભરતી વખતે ગાવાનું ગીત

સાસુ ઘાટ અનોપમ લાવે, રતિ તે વહુને પહેરાવે,
રતિ રૂપે દીસે રૂડી હાથે, હસ્તી ખડ્ગની રે ચૂડી.
સોળે હસ્તમાં જડયાંરે માદળીઆં, ઝૂમણામાં જડયારે પૂતળીઆં
સોળે હસ્ત ખડગમાં ચોંચી, જડી વીંટીને રે અંગૂઠી.
માલણુડી તે મલપતી આવે, સવા લાખનો મોશર લાવે,
મોશર પહેરો રતિવહુ રાણી તમારો સસરો છે સારંગપાણિ.
હળવે હળવે ડગલાં ભરો રાણી, સ્વામી કહેશે કે કયાં કરામાણી
રતિ રંગમંડપમાં રે આવ્યાં, સાસુએ મોતીડે વધાવ્યાં.
રતિ રૂપે દીસે રંભા, તેમને જોવા મળ્યા છે બ્રહ્મા.
માતા લીલડા જગ પધરાવે રતિ વહુને રે ખોળો ભરાવે.
પગલે પગલે સોનાની મહોર, એ તો આપે રતિવહુનો વીર
મળી હનુમાનનેરે અણાવો, રક્ષા સુભદ્રા પાસ બંધાવો.
રાખલડી બંધામણી હીરા, એ તો આપે રતિવહુના વીરા
વાટકડીઆં રે ચંદન ભરીયાં, એ તો રતિવહુ આગળ ધરીઆં[1]

---

૧ વાટકીમાં ચંદન પાવાનો રિવાજ દષ્ટવ્ય છે.

ચંદન પીઓ રે રતિવહુ રાણી, તમારો સસરો છે સારંગપાણિ
ચંદન ન પીયે રોયે બરાય. આંખ્યા અર્થ ઘણા જહુરાય
નાનો દેવરીઓ ખોળે બેઠો,[1]ધણને રઝુમઠ મારીને ઊઠ્યો
બુસઠીયાને આપો ઘોટો, તે તો દીયેરને મન થોડો
બુસઠીયાને લાયક ભાઈ, એ તો આપે રતિવહુની માય (૪
સાસુ કુબજા તે પણ મોટાં, તેને પાયે પરોરે પનોતાં
વહુવર મૈયર જઈને આવો, રૂડા પુત્ર લઈ ઘર આવો
પુત્ર આવ્યે રાજી સહુ થાય, તરીયાં તોરણ બાર બંધાય

(૩) લખારશી ચૂંદડી

સરસ્વતી સ્વામીને વિનવું [3]લખારશી રે
ગણપત લાગું પાય લખારશી ચૂંદડી રે
મામે કે કાંતુ કોકડી લખારશ-
છ માસે કાંતુ એક લખારશી ચૂંદડી રે
રંગારવાડે હું ગઈ લખારશી રે—
રંગારણના બે બોલ લખારશી ચૂંદડી રે
રંગારો પોઢ્યા ઢોલીએ લખારશી રે
રંગારણ ઢાળે વાય લખારશી ચૂંદડી રે

---

૧ [illegible] અપભ્રંશ હોય છો. [illegible] એ અર્થનો છે એ ભાગમાં આ ઉપયોગ કર્યો છે ? ]

૨ [illegible]

૩ લખારશી—[illegible] 'એન્ટેનો' [illegible] તે [illegible] છે. [illegible] 'ગીત' [illegible]

બેશ બાઈ બેશ બેનડી લખારશી રે
કહે તારી ચુંદડીનાં મૂલ લખારશી ચુંદડી રે
હાથ ભરામણ હાથીઓ લખારશી રે
ગજ ભરામણ ગામ લખારશી ચુંદડી રે
ઓઢી પહેરીને સાંચર્યાં લખારશી રે
દ્વારકાંના ગઢ હેઠ લખારશી ચુંદડી રે
રાયે તે ઘોડા રાખીઓ લખારશી રે
પ્રધાને પૂછી વાત લખારશી ચુંદડી રે
કેસર કેરી બેનડી લખારશી રે
કેસરની અર્ધાંગ લખારશી ચુંદડી રે
વાસુદેવની કઈ વહુ લખારશી ચુંદડી રે
રૂકમૈયા કેરી બેનડી લખારશી રે
શ્રીકૃષ્ણની અર્ધાંગ લખારશી ચુંદડી રે

## (૪) મોસાળું[૧]

વીરે ગરથના ભંડાર ઉઘાડીઆ–
મારી બેનીને જઈ કરો જાણ–વીરો મોસાળાં કરે.
શહેર માત્રના સોની તેડાવીઆ–
સુભદ્રાબાઇના ઘડીઆ છે ઘાટ–વીરો મોસાળાં કરે.
દેશ માત્રના દોશી તેડાવીઆ–
સુભદ્રાબાઇનાં વહોર્યાં છે ચીર–વીરો મોસાળાં કરે.

૧ આ ગીત ખૂબ જ ભાવવાળી છે, ને સાથે કરુણરસથી છલકાતું છે.

શહેર માત્રના માળી તેડાવીઆ
સુભદ્રાબાઇના ગૂંથ્યા છે મોડ–વીરો મોસાળાં કરે.
મોડ માથે તે મોતી જડાવીઆં
પાંદડીએ પરવાળાંની જોડ–વીરો મોસાળાં કરે.
વીરે દક્ષિણના ડોળીઆ મંગાવીઆ
વાળાકની મંગાવી છે વેલ–વીરો મોસાળાં કરે.
રથ માથે છે રતન જડાવીઆં
ડોળીડાને સોનાનાં શીંગ–વીરો મોસાળાં કરે.
જાદવ માત્રની સેના સજ કરે
નાનાં મોટાં ને બાળ ગોપાલ–વીરો મોસાળાં કરે.
વીરે આગળથી અનુચર મોકલ્યો
મારી બેનીને જઇ કરો જાણ–વીરો મોસાળાં કરે.
બેને ચંદન ઓરડા ઉઘાડીઆ,
હવે બેસું માડી જાયા ગોઠ–વીરો મોસાળાં કરે.
હવન વેળાએ ઘોડા છોડીઓ
મારા વીરાનાં કરજે કલ્યાણ–વીરો મોસાળાં કરે.
હવન વેળાએ સોનૈયા વરસીઆ
રૂપૈયાના વરસ્યા છે મેહ–વીરો મોસાળાં કરે.
વીરો દ્વારકાં ગાજ્યો ને હસ્તીનાપુર ગરમર્યો
માંડવે ઊઠ્યો અષાઢો મેહ–વીરો મોસાળાં કરે.

## રાંદલ તેડવાનાં ગીતો¹

### (૧) માડી એક મેં જોયું

માડી એક મેં જોયું આજ મન વિચારીને,
તુજ વિના નહિ કોઈ કેને ગતિ તારી રે.
માડી બીજે બાળપણ રૂપ તારૂં મેં દીઠું રે,
માડી એમ થયાં મનમાંહી લાગ્યું મીઠું રે
માડી ત્રીજે ન જાણે કોઈ મહિમા તારો રે
પદ એવું છે સાક્ષાત ઈશ્વરનો આરો રે.
માડી ચોથે ચોગલું સરૂપ ગોખ્યો ઉર મારાં રે,
બ્રહ્માદિક વિષ્ણુ મહેશ રટણ કરે તારાં રે.
માડી પાંચમનો પડતો લગ નાગર લોક જાણે રે,
માડી લીલા કરે છે. રોજ વિરંચિ વખાણે રે,
માડી છઠ્ઠીના લખ્યા લેખ ટાળ્યા નહીં ટળે રે
વિધાતાના માંડ્યા અક્ષર ફેરવ્યા નહિ ફરે રે.

---

૧ રાંદલ = રન્નાદે = સૂર્યપત્ની.

જનોઈ અથવા લગ્નમાં માતા તેડવાનો રિવાજ છે તે વખતે નવ દિવસ સુધી પૂજા કરીને આ ગીતો ગવાય છે.: નવમે દિવસે નૈવેદ્ય કરાય છે. અને માતાજીને વળાવતી વખતે માતાજીનો પાટલો માથે એકની માફક રાખી જરાય ડગમગવા ન દેતા, ફરતાં ફુદડીમાં ગીત ગવાય છે.

જ્યાં રમતાં રાંદલ તેડવાનો રિવાજ છે, ત્યાં નવ દિવસની પૂજા નથી હોતી.

માજી સાતમ તણાં રે વખાણુ શાં કરું શિરજોગી,
જે દિ નહોતાં મંડાણુ તે દિ તું ભોગી,

માજી આઠમ તણી અર્ધરાત કાળી થયા કૃષ્ણ રે,
ભય પામ્યા દૈત્ય અસુર દેવતણે કષ્ટે રે.

માજી નોમે રહ્યા નિરધાર રામતણે રૂપે રે,
સમુદ્રમાં બાંધી પાળ મેંમા ને રૂપે રે.

દશ મસ્તક છેદ્યાં દૂર રાવણને રોળ્યો રે,
દૈત્ય કે' ભાગી ઉગરશું લંકાગઢ ઘેર્યો રે.

એકાદશીએ તે આઠ હજાર નવલક્ષ ગ્યા નાસી રે,
ત્યાં મરણ પામ્યા કંઇ ક્રોડ લંકાના વાસી રે.

બારશે બળને છળવા બાળા થઈ ચાલ્યાં રે,
તેરશ તણાં રે વખાણુ કરું શું મહાકાળી રે.

જે દિ ન્હોતાં મૂળ મંડાણુ તે દિ તું બાળી રે,
માજી ચતુર્દશી વાર શિવનો શિવરાત્રી સૌ રહેશે રે,

તે તો ઊગ્યો છે સાક્ષાત પૃથ્વીને શુધ દીસે રે.

## (૨) હું રે મનોહર માલણુડી રે

હું રે મનોહર માલણુડી રે ગૂંથે રે ગજવેલ રે મા!
બત્રીસ ભમરીનો મોડજ ગૂંથે વચ્ચે વચ્ચે સોનલાં રેખ રે મા
એ મોડ તો મારી રાંદલને શોભે રાંદલ સાચલાં દેવ રે મા!
પોળોમાં કરો રે કલ્યાણુ મા, વસ્તીમાં આબાદાની રે મા!
પાઘડીએ અમી છાંટ રે મા!

દારૂ ઘોરૂ રશા કરે રે મા, પોળોમાં કરો રે કલ્યાણ રે મા!
કયો આપે ઊભો એવા કરે રે મા, કંઈ બહુ લાગે છે પાપ રે મા!
પાપ પશાગલ બેઠો રે મા!

અખંડ હેતાનણ હોય રે મા, અખંડ સુખી હોય પાળ રે મા!
અખંડ હેવાનજ ગૂરો રે મા, અખંડ વીગઠની ગોળ રે મા!

(3)

ચાટું ચોટું રે નગર ચાંપાનેરનું,
ચોટે ચાંદલા વેચાય,

ચોટે ચુંદડીઓ વેચાય, જઈને
જોઈને રે દીવાબાઈએ ગૂંથ્યાં

પાન ફૂલનો રંગ ઊડ,
આંબા જાંબુની છે ભાત,

ગીદડાં તિજે રે લિજે કોઈ
બા મતનાં, જેવો જાય: આવા પુત્ર,

સાખ્યાં ઘરનાં ઘરસૂત્ર,
કુળ અજવાળ્યાં રે દીયા બાઈને બેટડે...

(૪)

શંખલપુરની શેરીએ, ત્યાં તો મને જોવાના કોડ,
ફરી ફરીને હઉં ફેરીએ, નીરખું નિતનવી વાત.
પેલી પોળે પેસતાં સામાં સુતારીનાં હાટ,
સુતારી લાવે બાજોઠ હ્યો બહુચરના નાથ,.

બહુચર આળા ઓઢણી, ચૂંદડી લાલ ગલાલ,
ઓઢી અદકા મૂલની ઘાડડી લાલ ગલાલ...ર૦....

( એ પ્રમાણે આગળ બીજી તે પોળે, ત્રીજી તે પોળે-ચોથી તે પોળે અનુક્રમે માળી, દોશી વગેરેનાં નામના ઉલ્લેખ કરી આગળ ગવાય છે.)

(૫)

ચોખલીઆ ખાંડી ખાંડી જલમ[1] ગયો રે મા,
કણકી નજરે ન દીઠી રે ભવાની મા.
જેવાં મેણાં જશોદાજીનાં ભાંગ્યાં રે ભવાની મા,
એવાં મેણાં દેવકીજીનાં ભાંગો રે ભવાની મા.
હાલરૂ લઈ ઘેર આવો રે ભવાની મા,
પરસાળે પારણિયાં બંધાવો રે ભવાની મા.
પારણીએ હીરલાની દોરી રે ભવાની મા,
હીંચોળે કોઈ[2] બા બેની રે ભવાની મા.

(૬)

ઊડલો ને ચૂડલો આઈ[3] ફરતી રે ભમરી,
મંડપ રચ્યો રે આઈને ઉગમણે નગરી.

---

૧–જનમ–જન્મ
૨–અનુરૂપ નામ મુકાય છે.
( એ પ્રમાણે 'ચંદલાના કોડ' હોય નાગોરીને તેડાવો, તથા 'અંકોટના કોડ' હોઈ સોનીડા તેડાવો એમ ઉપર મુજબ જ ગવાય છે. )
૧ જૂની ગુજરાતીમાં પણ આ પ્રયોગ ઘણે ઠેકાણે છે. મરાઠીની આ અસર હતી ?

જો રે જાણું તો ઘેર સુતારી તેડાવું,
સુતારી તેડાવી આઇના બાજોઠ વસાવું.

( જરા ઠેકીને ) એકી છંદે, બીજે અન્નછિછંદે, દોરી,
ચોથે છંદે રમે રાણી રાંદલગોરી,

અમે તમારા બેસણિયાની ગાદી રે રન્નાદે.
અમે તમારા પાહોલાની રજ રે રન્નાદે.

રાંદલ માવડી કહે છે અમને બાજોઠીના કોડ,
જાઓને જગાડો ઓલ્યા સુતારીના કુંવર.

સુતારીનાં ઘર અહીં નહિ દસ મૈલ દૂર જો,
બાજોઠી લઈ આવે આઇને ઉગમતે અસુર જો.

ઊડલો ને ચૂડલો આઈ ફરતી રે ભમરી,
મંડપ રચ્યો રે આઇ ને ઉગમણી નગરી.

રાંદલ માવડી કહે છે અમને ઝરીયુંના કોડ,
જાઓ રે જગાડો ઓલ્યા કંસારીના કુંવર.

કંસારીનાં ઘર અહીં નહિ દસ માઇલ દૂર જો,
ઝારી લઇ ને આવે આઇને ઉગમતે અસુર જો.

ઊડલો ને ચુડલો આઇ ફરતી રે ભમરી,
મંડપ રચ્યો રે આઈ ને ઉગમણી નગરી.

રાંદલ માવડી કહે છે અમને ચૂંદડીઓના કોડ,
જાઓ રે જગાડો ઓલ્યા દોશીડાના કુંવર.

દોશીડાનાં ઘર અહીં નહિ, દસ મૈલ દૂર જો,
ચૂંદડીઓ લઈ આવે આઈને ઊગમતે અસુર જો.

ઊડલો ને ચૂડલો આઈ ફરતી રે ભમરી,
મંડપ રચ્યો રે આઈ ને ઉગમણી નગરી.

(૭)

કાળકા કાળે ઘોડે આવે મારી અંબા રે,
રાંદલ રથે બેસી આવે મારી અંબા રે.

અંબા છૂટે ચરણે આવે મારી અંબા રે,
બહુચર બાળાવેશે આવે મારી અંબા રે.

એમ કરી ચારે બેનો મળીયાં મારી અંબા રે,
ચારે વાવલડી ખોદાવી મારી અંબા રે.

વાવનાં પાણી અમૃતવાણી મારી અંબા રે,
માને ગોણીએ ગા દેવાય છે અંબા મારી રે.

માને ચરુએ ખીર રધાય છે મારી અંબા રે,
માને ખોબલે ખાંડ પીરસાય છે મારી અંબા રે.

માને વાટીએ ઘી પીરસાય છે મારી અંબા રે,
માને મોટા હવન થાય છે મારી અંબા રે.

માને ચીર ચૂંદડી હોમાય છે મારી અંબા રે,
માને નાળિયેર ઘી હોમાય છે મારી અંબા રે.

(૮)

તાર માતા તાર તાર ત્રિભુવન રાણી,
ચંદનપુષ્પ ચડાવ આરાસુરની ભવાની.

કીયા ભાઈ ઊભેલા દરબાર દરશન દ્યોને ભવાની.
કઈ વહુ લાગે છે પાય મેં તારી સેવા ન જાણી.
માગે છે દહીં ને દૂધ ખોળે પુત્ર ભવાની,
માગે ધણીનાં રાજ જ્યાં લગણ ગંગાનાં પાણી.
જીવાડે ઝાઝી જાર તે તમે જાણો ભવાની,
કીયા ભાઈ માગે છે નાર તે તમે આપો ભવાની.
જીવાડે ઝાઝાં અન્ન તે તમો આપો ભવાની,
જીવાડે ઝાઝું સૂત્ર તે તમે આપો ભવાની.
કઈ વહુ માગે છે પુત્ર તે તમો આપો ભવાની,
જીવાડે ઝાઝું હીર તે તમે જાણો ભવાની.
કઈ બા માગે છે વીર તે તમે આપો ભવાની,
જીવાડે ઝાઝું હીર તે તમે જાણો ભવાની.

(૯)

જવના જવારા મેં વાવ્યા, પૂજ્યાનાં ફળ આપો ને રન્નાદે,
વાંઝીયા મ્હેણાં મારે દોહ્યલાં રે,

આશિષ માગું માતા એટલી ને,
સુનલા ગોળી ગોરસ ભરી રે,

મહીડાનો માગતલ આપો રે રન્નાદે,
વાંઝીયાં મ્હેણાં મારે દોહ્યલાં રે.

પાણી ભરી હું ઊભી રહી રે, છેડાનો ઝાલનાર દ્યોને રન્નાદે,
વાંઝીયા મ્હેણાં મારે દોહ્યલાં રે.

ધોયો ધપાયો મારો સાડલો રે,
ખોળાનો ખૂંદનાર દોને રન્નાદે,
વાંઝીયા મ્હેણાં મારે દોહ્યલાં રે.

લીપ્યું ને ગુંપ્યું મારું આંગણું રે,
પગલીનો પાડનાર દેજો રન્નાદે,
વાંઝીયા મ્હેણાં મારે દોહ્યલાં રે,

રોટલા કરીને બેસી રહી રે,
ચાનકીનો માગતલ[1] દેજો રન્નાદે,
વાંઝીયાં મ્હેણાં મારે દોહ્યલાં રે.

જવના જવારા મેં વાવીઆ રે,
પૂજ્યાનાં ફળ આપ્યાં રે રન્નાદે,
અમીરસર કુંવર મારે લાડકો રે,

આશિષ માતાજીની નીત ફળો,
સુનલા ગોળી ગોરસ ભરી રે,

મહીડાંનો માગતલ દીધો રે રન્નાદે,
અમીરસ કુંવર મારે લાડકો રે.

પાણી ભરી હું ઊભી રહી રે,
છેડાનો ઝાલનાર દીધો રે રન્નાદે,
અમીરસ કુંવર મારે લાડકો રે.

---

૧ – માગનાર

૨ ' અમીરસ કુંવર થાવ લાડકો રે " એમ પણ પાઠાન્તર છે પરંતુ તે પાછળના ભાગમાં વધુ અનુરૂપ હોય તેમ સ્વીકાર્યું છે.

ધોયો ધપાયો મારો સાડલો રે,
ખોળાનો ખૂંદનાર દીધોરે રન્નાદે,
અમીરસ કુંવર મારે લાડકો રે.

લીપ્યું ને ગુંપ્યું મારું આંગણું રે,
પગલીનો પાડનાર દીધો રે રન્નાદે,
અમીરસ કુંવર મારે લાડકો રે.

રોટલા કરી બેસી રહી રે
ચાનકીનો માગતલ દીધો રે રન્નાદે,
અમીરસ કુંવર મારે લાડકો રે.

(૧૦)

લીલા ચણાની ચણોઠડી આઇ ઝાંઝરનો ઝણકાર, ✓
માન સરોવર ઝીલવા ગ્યા'તા, દડવાની દાતાર,

વાંઝીયે રે વાંઝીયે કાંઇ રોકયાં આઈનાં મઢનાં બાર,
વાંઝીયાંને પુતર દેશે દડવાની દાતાર...
લીલા ચણાની...ઇ...

આંધળે રે આંધળે કાંઇ મઢનાં બાર,
આંધળાંને આંખો આપે દડવાની દાતાર.
લીલા ચણાની...ઈ....

પાંગળે રે પાંગળે કાંઇ રોકયાં મઢનાં બાર,
પાંગળાંને પગ આપે દડવાની દાતાર,
લીલા ચણાની...ઇ...

કોઠીએ રે કોઠીએ કાંઇ રોકયાં મઠનાં બાર,
કોઠીયાંનો કોઠ કાઢે દડવાની દાતાર...

## (૧૧) આરતી

સરસ્વત સ્વામીને અતિસાર મા, ગજમુખ ગુણતણા ભંડાર મા!
સેવકને આપો ધણી સંપત, ટાળે તે ભવડાની આપદા.

ટાળે ભવની આપદા મા, ભવદુઃખ ભંજનહાર,
મા ભવદુઃખભંજન ગા કાળી મા,

દેવીયોને ચોદશથી મળી આવી મા,
હમચી તે ખૂંદે છે વળી વળી મા–

હમચી ખૂંદે વળી વળી મા, મંમાયા માતંગી,
તાળીના તો ટાચકા વાગે, દેવ સઘળા રંગી.

મા રંગભર કીધલો શણગાર મા, પાવલે તે નેપુરનો ઝણકાર મા,
અંગે તે ચુવા ચદન બ્હેકે મા, ઉજળાં તે પુષ્પને ટોડર બ્હેકે મા.

ટોડર બ્હેકે પુષ્પતણાં મા વિધ વિધના બહુ રંગ,
ચરણા ચોળીને પીતાંબર શોભે આઇને અંગમ.
મા અંગે તે ઉલટ ન માય મા, ભાવતાં તે ભોજન માતાજીને થાય મા.

આવ્યાં છો ઉતાવળાં મા, બેઠાં બાજોઠ ઢાળી
સેવ સુંવાળી લાબશી ને ખીર ખાંડ વાળી

મા એવાં એવાં ભોજન માતાજીને થાય મા,
સનમુખ બેસો ગિરજા રાયા મા,

સનમુખ બેસો શ્યામતણી મા શાક પાક પકવાન,
આદર ભાવે આઇ આરોગ્યાં આપ્યાં ફોફળપાન.
મા આપ્યાં તે ફોફળ અતિ પાન મા, પૂરો માગ હૈડાની હામ મા.

હામ પૂરો હૈયા તણી કનકાંઈ કાને ધરજો,
સિંહ વાઘની સહાય કરી મા વહેલાં વારે ચઢજો
મા ચઢજો તે ચિંતામાં દેવી જાણી મા, તારીતે તેં બોલાવી વાણી મા.

આપો અંબા અચળ વાણી, જે તારા ગુણ ગાશે,
નરનારી જે સાંભળે એનાં ભવનાં પ્રાયશ્ચિત જાશે.
સંવત અઢાતેર ને ઉત્તમ આમો માસ મા—
આસો તે સુદ બીજને ગુરુવાર મા કરજોડી કહે છે દેવીદાસ મા.

# જનોઈ (ઉપવીત) નાં ગીતો÷

## નિશાળગરણું*

### મંગલાચરણ×

પ્રથમ શ્રી ગણપતિ વરણવુ, સ્વામી શંકરસુત સુખધામ.
મનતણી આશા પૂરશે, શુદ્ધ બુદ્ધ કેરો સ્વામ[1]
ગજવદન નયન રળિયામણું અને શંકરસુત સમરથ,
લઘુવેર[2] લંબોદર પૂજીએ પામીએ પૂરણ સ્વર્થ.
કટિતટ ખળકે મેખળા, ને કંઠે પુષ્પની માળ–
એને વસ્ત્ર ચિરોદક પે'રશે, એવા વિઘ્નહરણ દુંદાળ.

(પ્રારંભ)

જાદવકુળસુત વરણવું, સ્વામી કરો અમારી સ્હાય,
અજ્ઞાનથી આદર કરું હું, કૃષ્ણ સુદામો ગવાય.

---

÷ પ્રસ્તુત સંગ્રહમાં જનોઇ વિષયક ગીતો છે તેની સરખામણીમા—સાહિત્ય, વસ્તુ, શબ્દ, ભાવ, ઢાળ ઈ૦—આજે એવાં ગીતો હજી બીજે ખાસ જોવા નથી મળ્યાં.

* શાલાગૃહ –( બોર્ડિંગહાઉસ અથવા શાલાગ્રહણ–નિશાળરૂપી ઘર અથવા નિશાળનો અભ્યાસ અને વ્રત ધારણ કરવું તે.

×ગુજરાતી સાહિત્યમા ' મંગલાચરણ ' તરીકે આ અપૂર્વ પંક્તિઓ છે. આવી સુંદર પંક્તિઓ ઘણી થોડી રચાઈ છે. અને તેમાંય સ્ત્રીવૃંદ જ્યારે લાક્ષણિક ઢાળથી ગાય છે ત્યારે તો એ ખરે જ દીપી ઊઠે છે. પ્રત્યેકે આ મોઢે કરવા જેવું છે.

૧ સ્વામ–સ્વામી. પ્રાસ માટે પ્રયોગ યોજ્યો છે. ' શુદ્ધ–બુદ્ધ રો સ્વામ ' સિદ્ધિ અને બુદ્ધિના સ્વામી=ગણપતિ.

૨ લઘુવે–નમ્રપણે, વિનીત ભાવથી.

૩ વર્ણન કરતાં ઇષ્ટદેવનો–અથવા તો ઈશ્વરની સહાય માગવાનો ' શિષ્ટાચાર ' (રિવાજ ?) સંસ્કૃત સાહિત્ય પરથી ઊતરી

અજ્ઞાનથી સુજ્ઞાની થયા રે, કવિ કહે કાળિદાસ[1]
મતિ આપો માત સરસ્વતી, હું કરું અતિ અભ્યાસ.
કરું અતિ અભ્યાસ અંએ, વાણી અવિચળ પામીએ,
એક પૂજ્ય કે પદ ઓચરું, અવિચળ કરીને સ્થાપીએ.

(વલણ)

સ્થાપી તે રાજા ઉગ્રસેનરે, મથુરા મહિ આનંદ હુવોર
માત તાતની આજ્ઞા લઇને કુંવર ભણવા ગયા જુઓ.

શ્રી ઉજજૈનીમાં પ્રવેશ —:

એ દીન તે ક્ષિપ્રા ધૂધવે, નિત્ય નીર નિર્મળ ત્યાં રહે,
પ્રવેશ કરતાં જાય પ્રાયશ્ચિત,[3] ધ્યાન ધરણીધર ધરે.
એક વનમાળીને અંગ પખાળી, વસ્ત્ર શિર શોભિત ધર્યાં,
બાવન ચંદન ચરચીયાં ત્યાં, તિલક હરિ મસ્તક થરે...

---

આવેલ છે. 'પ્રેમાનંદે 'કથાઓથી' આ શૈલિને વેગ આપેલો અત્યારની વાસ્તવવાદની કવિતાઓમાંથી જો કે આ કાલક્રમે લુપ્ત થયું છે; કારણ કે અત્યારનાં કાવ્યોમાં 'ભક્તિરસ' પહેલાંના કાવ્યો જેટલો પ્રધાનપણે નથી હોતો. જો કે English Epics માં પણ આ રિવાજ હતો જ. 'અજ્ઞાનથી આદર'...વગેરે કવિનો માત્ર શિષ્ટાચારરૂપી વિનય જ સૂચવે છે આંગ્લકવિસમ્રાટ ટેનિસનના 'Lycidas' માં આવી જ 'નમ્રોક્તિ' છે.

૧ કયો કાળિદાસ? તે નકકી નથી. કોઈ સાહિત્યના ઈતિહાસના માટે આ સુંદર વિષય છે—જો હાથ ઉપર લે તો. મૂળમાં 'વસાવડનો નાગર હશે' એમ માત્ર અનિશ્ચિતોક્તિ જ લખી છે.]

૨ હિંદીની છાંટ સ્પષ્ટ છે.

૩ 'પ્રવેશ કરતાં' કોઇ પણ વ્યક્તિ તરત જ પવિત્ર થઇ જાય એમ અર્થ છે.

નવ ખંડમાં કોઇ પવિત્ર પંડિત, ઉજ્જણે સંદીપ વસે
'જેને સવા લાખ નિશાળીઆ,[૧] તે આગે તેનાં મુખ હસે.
ઓદિચ્ય જાતિ સતી સાધ્વી, બ્રહ્મ પૂરણ વિદ્યા મહેતા—
બળભદ્ર બાંધવ સોતર[૨] શ્રીહરિ, ચાલીઆ જ્યાં ગુરુ રહેતા.
સુભાર જોડ સુરૂપ સુંદરી પ્રથમ પોળે પેસતાં,
એક સુવાસણ[૩] સામી મળી એના કુંભ દોય દૂધે ભર્યા.
વિનતા વશે કે આવેરે' હસતી, ચરણ ધમકે ઘૂઘરી—
કે' વહુ અબળા ચંદ્રવદની, પામશો વિદ્યા ઘણી.

(વલણ)

પામશો વિદ્યા ઘણી, રામ અતિશે રંગ ભર્યા રતિ,
નર રહ્યા મોહી રૂપ જોઇ, ધન્ય ધન્યરે કમળાપતિ.

ગુરુગૃહ પ્રવેશ :—

રામ રંગિત સાંદિપનાં, ઘર પૂછતાં ડગલાં ભરે,
ત્યાં અનેક જન આગળ ફરે, દેખાડવા દ્વાર સંચરે.
સાંદિપ સામા બેઠા હુતા, અચરજ પામ્યા અતિ ઘણું,
આ નગર આવ્યું ઊલટી, તે જોવા કેનું પેખણું.
વિચાર કહતાં વિક્ષેપે બહુ, સત્વર જઈ ચરણે નમ્યા,
શિર હાથ મેલા ઉપદેશ કરીને બાલક બેઉ બોલીઆ.

ગુરુ: ' કહો રે કુંવર કયા કુળના ? ને કયાંથી રે તમે આવીયા?'
શિષ્ય : ' જાદવકુળ જગદીશથી, અમે આવીયા મથુરાં થકી,
વસુદેવ મારા તાન સ્વામી, માત અમારાં દેવકી;
કવિ : દેવકીના કુંવર કેશવ, સાંદિપને ઘેર વિદ્યાર્થીઁ,
ભણાવો ભાવે આવ્યા, કરો તમારા વિદ્યાર્થીઁ.

---

૧ ' અતિશયોક્તિ અલંકાર '
૨ સહિત
૩ સૌભાગ્યવતી સ્ત્રીના શુકન શુભ ગણાય છે.

## ઘોડી

ઘોડી આજ શેત્રુંજેથી ઊતરી, ઘોડી આવી અમારે દેશ,
સરતાને મોકલી— ૧
ઘોડીને આગલે પગે ઘૂઘરા, ઘોડીને ચોકડે ચૌદ રતન,
મખીઆરે મોતી જડ્યાં— ૨
મારે કીયા ભાઈતે રિસાઈને સૂતા
તે કોણ મનાવશે— ૩
એમના તેડાવો કીયા* ભાઈ કાકા
એમના તેડાવો કીયા ભાઈ કાકા
તે હમણાં મનાવશે— ૪
કુંવર કોણે દૂભ્યા ને કોણે હાકલ્યા
કુંવર કોણે દીધી તમને ગાળ,
કુંવર રઢય લઈ વળ્યા— ૫
કાકા નથી રે દૂભ્યા ને નથી હાકલ્યા
કુંવર નથી રે દીધી અમને ગાળ.
કુંવર રઢય લઈ વળ્યા— ૬
રાજા રાયમલને ઘેર ઘોડલાં,
કાકા તે અજ ચઢવાના કોડ,
કુંવર રઢય લઈ વળ્યા— ૭
કુંવર વેઢ ને વીંટી ઘડાવીએ,
કુંવર આભનાં નક્ષત્ર માગો,
તો કયાંથી મંગાવીએ.

આવી જ રીતે કાકાને સ્થાને મામા, દાદા વગેરે બોલીને પણ ગીત આગળ ગવાય છે.

* અનુરુપ નામ મૂકવું

## સુદામાનો મેળાપ

આવ્યો આવ્યો રે સુદામો, ગૃહથકી હૈડે હરખ ન માય,
ખાઓ ખરચો[૧] ધન વાવરો રે એમ ભણે સાંદિપનીનાર

**ગોરાણીનો ઉત્સાહ:**

નાથ કરો નિશાળીઆરે, તોરણ બાંધોને બા'ર
આનંદ અમારે અતિ ઘણો રે, એમ ભણે સાંદિપની નાર.

શુરુ:

ગોર કહે વિદ્યા પામશો રે, આપું અક્ષર ચાર,
કક્કા કિકીને કરો ખગારે, ભાવે ભણો રે મોગર.
બારાખડી બધી આવડીરે, હવે કરો ગોષ્ઠિજ્ઞાન,
ગોર કહે વિદ્યા આવડી રે, વહેંચો ફોફળ પાન.

ધન્ય ધન્ય રે આજનો દહાડો, ધન્ય મારો અવતાર,
જેને નિત્ય નિત્ય નયણે નીરખતાં, હરિ આવ્યા મંદિર માંહ્ય,
પદ્માવતીના પગ પખાળી, કૃષ્ણ ચરણામૃત લીએ,
ત્યારે ગોરાણી આશિષ દીએ, ને ભામણાં[૨] ત્રણેનાં લીએ,
નેક પુત્રની રૂપેઠે પગ પખાળી, તિલક કુમકુમનાં કર્યાં—
એક નાના તે વિધનો કસબ કોર્યો, લાવી સોને શિર ધર્યો.

---

૧ ભૂતની આ ભવ્યતા પાસે અત્યારના યુગની દયા જ ખાવી રહીને ?

૨ ભામણાં દુખડાં લેવાં. સામાને માથે હાથ મૂકી સ્ત્ર પોતાને માથે આંગળાના ટચાકા બોલાવે છે. મૂળમાં 'સુવાસણી સ્ત્રી' એમ શબ્દાર્થ યોજી અર્થને જરા સંકુચિત કરવામાં આવ્યો છે. આશિષ આપવામાં 'સુવાસણ,' 'વિધવા' વગેરે સંકુચિત શબ્દાર્થ યોજવાથી તો 'વિધવા' જેવી ત્યાગમૂર્તિઓને અપમાન થાય છે !

૩ નિશાળે બેસાડવાને વરઘોડો કર્યો તેનું વર્ણન

ઓદિચ્ય બ્રાહ્મણ તેડીઆ, માથે તે સઘળા વાણીઆ-
એ રાજાની પાયગે જઈને, ત્રણ તેજી આણીઆ
નિશાળગરણું કરે રે ગુરુજી, વાવરે ધન અતિ ઘણું,
ત્યા બાળ ગોપાળે સાજન તેડ્યું, નગર ઉજેણી તણું,
ચડ્યા રે ચતુર્ભુજ ઘોડલે, બળભદ્ર સુદામા સોત રે,
રૂપે રૂડા રળિયામણા, તેજેથી ત્રિભુવન મોહે રે

(વલણ)

ધન્ય રે સાદિપન ઘર તાહરુ, ધન્ય પદ્માવતી નાર રે,
એણી ઉજેણીને ચોટડે ઊડે છે અબીલ ગુલાલ રે
વહેંચે છે શ્રીફળ પાન રે.

## અભ્યાસનાં વખાણ

સાદિપન સરખો વેવાનઓ, ભલી પેરે આપે છે દાન રે
જેની નિશાળે હરિ ભણ્યા, તેના સૌભાગ્યનો નહિ પાર રે
ચોસઠ દહાડે ચૌદ વિદ્યા શ્રી રામ-કૃષ્ણને આવડી,
અમાસને[1] અણોજડે ત્યા સરપણની તૂટ પડી
સરપણની તવ તૂટ પડીને, સાદિપન નહોતા ઘેર,
ગોરાણી બોલાવે કૃષ્ણને, બળભદ્ર સુદામા પેર
ક્ષણ કરે તમે જાઓ વનમા, કરો પાધન ખોડ,
ભારા સારા તમે બાધીને લાવો છાણા છોડ
ગોરાણીના વચન સૂણીને, કાધ કુહાડા લીધા
ત્રણે જણ વનમાહિ ચાલ્યા, રસ્તા લીધા સીધા
નાનુડી નિશાળીઆઓ, સરપણ લેવા ચાલ્યા
વનમા જઈ ને વૃક્ષ જ છેદ્યા, કકડા કરમા ઝાલ્યા
ભારો બાધી ભૂધર ઊભા, અસ્ત પામીઓ સૂર,

---

૧ 'કૃષ્ણવિવાહ' માટે તૈયાર થતા નાયકના જીવનના અદ્ભુત બનાવોનુ નિરૂપણ કવિએ બાલ્યકાળથી જ કરવા માડ્યું છે 'અદ્ભુત રસ'ની જમાવટ પણ પ્રસગાનુરૂપ સાધ્ય થઇ શકી છે

ઘેલી ચિત્તાર કરે ઘેલડા, નદીએ આવ્યા પૂર,
વનરાવનને આરે ઊભા, ગીત ગાય ગોવિંદ.
ગોરાણી આ ડોકવા બેઠા સાદ કર્યો ગોવિંદ,૨
કર વધારી દહોણી આપી, એવા દીનદયાળ

ગુરુની મર્યાદા

ગોરજીને મન વિસ્મય થાય, આ કોઈ કારણરૂપ,
શરપણુ લેવા શીદ મોકલ્યા, ચૌદ ભુવનના ભૂપ ?
ગુરુજીને ગોવિંદ વિના, નયણે નિદ્રા નાવે,
ગોરાણીને કૃષ્ણ વિના વળી અન્નોદક નવ ભાવે
૩ક્ષણ એક ખડકીને ક્ષણ એક મંદિર વાટ જુએ ગોરાણી
શરપણુ લેવા શીદ મોકલ્યા મત ૪પાનીએ આણી ?
દશે દિશે હું વિપ્ર ચલાવું, કરું પુણ્ય પરિવાર,
મહાવનમાંથી શોધી લાવું, હું, સેવક પ્રતિપાળ
એમ કરતા આગણીએ ઊભા, ત્રણ કુંવર તત્કાળ,
ગોરાણીએ રસોઈ નિપજાવી, શાક પાન પકવાન,
આદર ભવે હરજી જમીયા, આપ્યા ફોફળ પાન

૧ કેટલો સુંદર પ્રયોગ છે !

૨ અદ્ભુત રસ–શ્રીકૃષ્ણ વનમા હતા ત્યાથી કર વધારી, હાથ લાંબા કરી, દહોણી આપી તેથી આશ્ચર્ય પણ થયુ

૩ બોલવામા ક્ષણુક' બોલે છે ઘરમા અને ખડકીએ ક્ષણે ક્ષણે આવજા કરે છે એવો ભાવ છે

૪ સ્ત્રીથી કઈ ખોટું થાય તો મત પાનીએ આણી '' સ્ત્રી–સન્માન (chivalry)ના આ યુગમા કદાચ ગાનાર બહેનો જ આ સ્વીકારવા તૈયાર નહિ થાય ' તો યુવાનોની વાત જ કયા કરવી રહી ? !

# હું તમને પૂછું રાજ

હુ તમને પૂછું રાજ ઘેલા કનૈયા–
જનોઇ કેણે કાંત્યા રે રાજ ઘેલા કનયા ! ॥ ધ્રુ ॥
આપણા તે ઘરમા ×એની ખતીલા–
જનોઇ કોઇ બાએ કાત્યારે રાજ ॥ ધ્રુ ॥
હું તમને પૂછુ રાજ ઘેલા કનૈયા–
જનોઇ કોણે સમણ્યા રે… રાજ ॥ ધ્રુ ॥
બ્હોળી રે નાતમાં બનેવી ઝાઝા–
જનોઇ ફલાણાએ સમણ્યાં રે… રાજ ॥ ધ્રુ ॥
હુ તમને પૂછુ રાજઘેલા કનૈયા–
જનોઇ કોણે ગાંઠયા રે…રાજ ॥ ધ્રુ ॥
આપણા તે ઘરમા વીરો ખંતીલો–
જનોઇ એણે ગાંઠયા રે…રાજ ॥ ધ્રુ ॥

પછી જનોઈ દેવરાવ્યા કોણે ? દીધા કોણે? કયા ગુરુએ દીધા ? કોણે ભિક્ષા પીરસી ? વગેરે પ્રશ્નો સાથે ગીત આગળ વધારીને ઉત્તરમા દાદા, બાપા, ગુરુ માતા વગેરેના નામ બોલવા ગાવા

×આ ઠેકાણે બહેન, ભાઈ વગેરેના નામ બોલાય છે

ધરમકુવર હરિવર સુખકારી, અષ્ટ વરસના થયા બ્રહ્મચારી,
ધરમદેવે જ્યારે મનમા વિચાર્યુ ઉપવીત દેવાનુ હરિને રે ધાર્યુ.
પ્રથમ મ ડપ અતિસારો કરાવી, વેદીની મદદથી વીથિ એ બનાવી
પછી ગણેશની પૂજા રે કીધી, કીધો માત્રિકા સ્થાપનનો રે વિધિ
કૃષ્ણાનંદ કહે અતિ પ્રીતે, નાંદીશ્રાદ્ધ કર્યું વેદની રીતે
ગ્રહશાન્તિક કર્યું નિગમ પ્રમાણે, એ પછી ઉતરાવ્યા કેશસુજાણે
ભોમસ્થાનકમાં આચાર્યની પાસે, આવી ઊભા હરિપરમ ઉલ્લાસે
આચાર્ય જે કૌપિન હરિને પહેરાવે અતિ ઉછરંગ રીતે
કટીમાં બાંધી કટીધ્વજ સારી, આસન બેઠા શોભે બ્રહ્મચારી
કૃષ્ણાનદ કહે વાજા વાગે એનો નાદ શુ દેશમા ગાજે
પછી પધરાવ્યા છે ધર્મ કુવરને ઉપવીત આજના દ ડ હરિવરને
પછી પાવકની પ્રદિક્ષણા કીધી, ને પછી કીધો છે હોમનો વિધિ
ગાયત્રી મ ત્રનો ઉપદેશ કીધો, ભિક્ષા માગવાનો નિર્ધાર કીધો
ભિક્ષા વિનય કરી ગુરુને રે દીધી, કૃષ્ણાનદ કહે સુખનિધિ
નવરાવ્યા પછી વિધિએ કરીને વસ્ત્ર ઘરેણાં પહેરાવ્યા હરિને
માનુની મ ગળગીત ત્યા ગાય, વિધવિધ વાજાનો નાદ ત્યા થાય
ધર્યુ ખભા પર પુસ્તક શોભે, વરણી વેશ જોઇ જન મન લોભે
કાશીપુરી ભણવાને ચાલ્યા, કોડ કરી મામો તેડીને લાવ્યા
અતિ દાખડે મામો તેડીને લાવ્યા, ધરમકુવર જનને મન ભાવ્યા
વરણી વેશે અતિ શોભે ભારી, વારે વારે કૃષ્ણાનદ બલિહારી

×ઉપવીત આપતા પહેલેથી છેલ્લે સુધી કઇ કઇ ક્રિયાઓ કરવાની આવે છે તેથી વિશેષ આ ગીતમા કઇ નથી જ્ઞાતિની જે-બહેન તરફથી આ મળ્યુ છે તેમનો આભાર માનું છુ.

## શોભા શ્રીરામા×

સ્ફટિક મણિનો ચોતરો, શોભા શ્રી રામા,
ત્યાં તો બેસીને કોણ કોણ નાહ્યું રે....શોભા....॥ ધ્રુ ॥

વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ—શોભા શ્રી રામા,
ત્યાં તો બેસીને શ્રીકૃષ્ણ નાહ્યા રે....શોભા....॥ ધ્રુ ॥

ઘી ગગ જવ તલ હોમીઆ—શોભા શ્રી રામા,
ધુમાડા જાય આકાશ રે...શોભા....॥ ધ્રુ ॥
આકાશદેવતા એમ ભણે રે—શોભા શ્રીરામા,
આ કુળ કોણે અજવાળ્યાં રે...શોભા....॥ ધ્રુ ॥

વાસુદેવનો પુત્ર એ શ્રીકૃષ્ણ—શોભા શ્રીરામા,
આ કુળ એણે અજવાળ્યા રે. શોભા....॥ ધ્રુ ॥

સ્ફટિક મણિનો રે ચોતરો—શોભા શ્રીરામા,
ત્યાં તો બેસીને કોણ કોણ નાહ્યું રે....શોભા ॥ ધ્રુ ॥

ત્યાં તો બેસીને 'અમુક' ભાઈ નાહ્યા રે—શોભા શ્રીરામા
ઇ૦ ઇ૦....

પછી દરેકનાં નામ લઈને આગળ ગવાય છે.

---

×આ ગીત પાઠાંતરોથી સ્વ. મેઘાણીએ 'ચૂંદડી'માં લીધું છે જોકે તે વધુ લાંબું હોઈ આ ગીત તેમાં લગભગ સમાઇ જ જાય છે. જુઓ 'ચૂંદડી' ભાગ ૧ પાનું ૧૨૧.

## રૂઠડા બ્રહ્મચારી

રૂઠડા બ્રહ્મચારીને કોણ રે મનાવે ?
રૂઠડા બ્રહ્મચારીને દાદો મનાવે
દાદો મનાવી જનોઇઓ દેવરાવે.
રૂઠડા બ્રહ્મચારીને કોણ રે મનાવે ?
રૂઠડા બ્રહ્મચારીને કાકો મનાવે
કાકો મનાવીને કટમ તેડાવે.
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવે ?
રૂઠડા બ્રહ્મચારીને મામો મનાવે
મામા મનાવી મોસાળાં લઈ આવે.
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવે ?
રૂઠડા બ્રહ્મચારીને માતા મનાવે
માતા મનાવી ભિક્ષાઓ પીરસાવે.
રૂઠડા બ્રહ્મચારીને કોણ મનાવે ?
રૂઠડા બ્રહ્મચારીને વીરો મનાવે
વીરો માનવી વાજીંત્રો વગડાવે રે
ઇ૦ ઇ૦

એ પ્રમાણે બીજાં સગાં માટે પણ બોલે છે.

# બ્રહ્મચાર તારી રે પામરી

ચારે છેડે રે ઘૂઘરી....વચમાં કળીઅલ મોર,
બ્રહ્મચાર તારી રે પામરી.
ઓઢી પહેરી બાળ બ્રહ્મચાર સંચર્યાં, મોહી રહ્યા ચારે દેવ,
બ્રહ્મચાર તારી રે પામરી.
કાશીએ વિશ્વેશ્વર મોહી રહ્યા, મથુરામાં કેશવદેવ
બ્રહ્મચાર તારી રે પામરી
દ્વારકાં રણછોડજી મોહી રહ્યા× અમુકગામે હાટકેશ્વર દેવ,
બ્રહ્મચાર તારી રે પામરી.
ચારે છેડ રે ઘૂઘરી–વચમાં કળીઅલ મોર
બ્રહ્મચાર તારી રે પામરી.
દાદાનો કયો ભાઈ મોહી રહ્યા, કાકાના કયો ભાઈ વીર
બ્રહ્મચાર તારી રે પામરી.
ફઈબાના કયો ભાઇ મોહી રહ્યા, મામાના કયા ભાઈ વીર
બ્રહ્મચાર તારી રે પામરી.

---

×અનુરુપ ગામનું નામ મૂકવું.

## શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૭ | કેવડીઆણી | કેવડીઆની |
| ૧૦ | ૧૦ | જાગીઆ | જગીઆ |
| ૧૦ | ૨૦ | જાગીઆ | જગીઆ |
| ૧૬ | ૩ | ? | પ્રશ્નાર્થચિહ્ન ન જોઈએ |
| ૧૬ | ૮ | ? | પ્રશ્નાર્થચિહ્ન ન જોઈએ |
| ૧૮ | ૨ (ફૂટનોટમાં) | કનડ | કાનડ |
| ૨૨ | ૧૦ | હાથીહાથી | હાથી |
| ૨૩ | ૧૪ બ્રહ્મ પાસેનો 'ધ' સૂચવતો ૩ આંકડો 'મળ્યાં' પાસે જોઈએ | | |
| ૨૩ | ૫ (ફૂટનોટની) | મળ્યા-બેગા. | મળ્યા-બેઠયાં |
| ૨૬ | ૧ (ફૂટનોટમાં) | શી | શિય |
| ૫૧ | ૨ | બ્રહ્મ | બ્રહ્મા |
| ૫૫ | ૯ | માહોળ | સાહોળ |
| ૫૫ | ૧૪ | હયે | હેયે |
| ૬ | ૧ | ચળે | ગળે |
| ૮ | ૧૬ | મોંડયા--- | માંડયા — |